શેત્રુંજ્ય શ્રી આદી દેવ, નેમ નમુ ગીરીનાર;
તારંગે શ્રી અજીતનાથ, આબુ રીખવ જુહાર. ૨
અષ્ટાપદ ગીરી ઉપરે, જીન ચોવીશી જોય;
મણીમય મુરત માનસું, ભરતે ભરાવી સોય. ૩
સમેતશીખર તીરથ વડો, જ્યાં વિશે જીન પાય;
વૈભાર ગીરીવર ઉપરે, વીરજીનેશ્વર રાય. ૪
માંડવગઢનો રાજીઓ, નામે દેવ સુપાસ;
રીખવ કહે જીન સમરતાં, પોહોંચે મનની આશ. ૫

૪

પદમ પ્રભુને વાસુપુજ્ય, દોય રાતા કહીએ;
ચંદ્રપ્રભુને સુવધીનાથ, દો ઉજ્જલ લહીએ. ૧
મલ્લીનાથને પારશ્વનાથ, દો નીલા નીરખા;
મુનીસુવ્રતને નેમનાથ, દો અંજન સરીખા. ૨
શોળે જીન કંચન સમાએ, એહવા જીન ચોવીશ;
ધીર વીમળ પંડીત તણો, જ્ઞાન વીમળ કહે શિશ. ૩

૫

પ્રથમ તીર્થંકર તણા હુવા, ભવ તેર કહીજે;
શાંતી તણા ભવ બાર સાર, નવ ભવ નેમ લહીજે. ૧
દસ ભવ પાસ જીણંદને, સતાવીશ શ્રી વીર;
શેષ તીર્થંકર તીહુ ભવે, પામ્યા ભવ જલ તીર. ૨
જ્યાંથી સમકીત ફુરસીયું, ત્યાંથી ગણીએ તેહ;
ધીર વીમળ પંડીત તણો, જ્ઞાન વીમળ ગુણ ગેહ. ૩

૬

બાર ગુણ અરીહંત દેવ, પ્રણમીજે ભાવે;
સીદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે.
આચારજ ગુણ છત્રીસ, પંચવીસ ઉવઝાય;

સત્તાવીસ ગુણ સાધુના, જપતા સુખ થાય. ૨
અષ્ટોતર સત ગુણ મળીએ, એમ સમરો નવકાર;
ધીર વીમળ પંડીત તણો, નય પ્રણમે નીત સાર. ૩

૭

પ્રહસમે ભાવ ધરી ઘણો, પ્રણમુ મનરે આણંદ;
મન વેગા મન તે ખુશી, નિરખુ પ્રભુ મુખચંદ. ૧
ઋષભ અજીત સંભવ ભલા, અભીનંદન વંદુ;
સુમતી પદ્મ પ્રભ જીનવરા, શ્રી સુપાસ જીનંદુ. ૨
ચંદ્ર પ્રભુ સુવધી નમુ, શીતલ શ્રેયાંસ;
વાસ પુજ્ય વીમળ પ્રભુ અનંત ધર્મ જીણંદ. ૩
શાંતી કુંથુ અર જીનવરા, એ ત્રણ ચક્રી કહીજે;
મલી મુનીસુવ્રત પ્રભુ, નમી નેમ જીણંદ. ૪
પાસ્વ વીર નીત્ય વંદીએ, એવા જીનરે ચોવીશ;
જ્ઞાન વીમળ સુરી પ્રણમતાં, નીત હોય જગીસ.

## मंदीरस्वा[redacted] चैतवंदनो.

શ્રી સીમંધર વીતરાગ, ત્રીભુવન તમે ઉપગારી;
શ્રી શ્રેયાંસ પીતા કુલે બહુ શોભા તુમારી.
ધન્ય ધન્ય માતા સતકી, જેણે જાયો જયકારીજી;
વૃષભ લંછન વીરાજમાન, વંદે નર નારી.
ધનુષ પાંચસે દેહડીએ, સોહીએ સોવન વાન;
કીર્તી વીજય ઉવઝાયનો, વીનય ધરે તુમ ધ્યાન.

૨

શ્રી સીમંધર જગધણી, આ ભરતે આવો;
કરૂણાવંત કરૂણા કરી, અમને વંદાવો.
સકળ ભક્ત તુમે ધણીએ, જો હોવે અમનાથ;
ભવોભવ હું છું તાહરો, નહીં મેલું હવે સાથ,

સયલ સંગ છંડી કરીમ્અ, ચારીત્ર લેઇસું;
પાય તુમારા સેવીને, સીવ રમણી વરસું. ૩
એ અળગો મુજને ઘણોએ, પુરો શ્રીમંદીર દેવ;
ઇહાં થકી હું વીનવું, અવધારો ગુણ ગેહ- ૪

૩

શ્રીમંદીર પરમાતમા, શીવ સુખના દાતા;
પુખલવૈ વિજયે જયો, સર્વ જીવના ત્રાતા. ૧
પુર્વ વિદેહ પુડરગીરી, નયરીએ સોહે,
શ્રીશ્રેયાંસ રાજા તીહાં, ભવીયણના મન મોહે. ૨
ચઉદ સુપન નીર્મળ લહી, સતકી રાણી માત,
કુંથુ અરીજીન અંતરે, શ્રીમંદીર સ્વામી જાત ૩
અનુક્રમે પ્રભુજી જન્મીયા, વય યોવન આવે,
માત પીતા હરખ કરી, રૂક્ષમણી પરણાવે. ૪
ભોગવી સુખ સંસારના, સંજમ મન લાવે,
મુનીસુવ્રત નમી અંતરે, દીક્ષા પ્રભુ પાવે. ૫
ઘાતી કર્મનો ક્ષય કરી, પામ્યા કેવળ નાણ,
રીખભ લંછન સોભતા, સર્વ ભાવના જાણ. ૬
ચોરાશી પ્રભુ ગણધરા, મુનીવર એકસો કોડ,
ત્રણ ભુવનમાં જેવતાં, નહી કોઇ એની જોડ. ૭
દસ લાખ કહ્યા કેવળી, પ્રભુજીનો પરીવાર;
એક સમય ત્રણ કાળના, જાણે સર્વ વિચાર, ૮
ઉદય પેઢાળ જીનાંતરે, થાશે જીનવર સિધ;
વિજય ગુરૂ પ્રણમતાં, સુભ વાંછીત ફળ લીધ. ૯

## બીજનું ચૈતવંદન.

દુજે ધર્મ જીણે ઉપદિસ્યો, ચોથા અભીનંદન,
બીજે જન્મ્યા તે પ્રભુ, ભવ દુખ નિકંદન. ૧

દુવિધ ધ્યાન તુમ પરિહરો, આદરો દોય ધ્યાન;
ઇમ પરકાસ્યું સુમતિ જીને, તે ચવિયા બીજ દીન. ૨
દોય બંધન રાગ દ્વેશ, તેહને ભવિ ભજીએ;
મુજપરે શીતલજિન કહે, બીજ દીન શિવ ભજીએ. ૩
જીવાજીવ પદાર્થનું, કરો નાણસુજાણ;
બીજ દીને વાસુપુજ્ય પરે, લહો કેવળ નાણ. ૪
નિશ્ચય નય વ્યવહાર દોય, એકાંત ન ગ્રહીએ;
અરજીન બીજ દીને ચવી, ઇમ જીન આગળ કહીએ. ૫
વર્ત્તમાન ચોવીસીએ. ઇમ જીન કલ્યાણ;
બીજ દીને કેઇ પામીયાં, પ્રભુ નાણનિર્વાણ. ૬
એમ અનંત ચોવીસીએ, હુઆ બહુ કલ્યાણ;
જીન ઉત્તમપદ પદમને, નમતાં હોય સુખ ખાણ. ૭

## ज्ञानपांचमनुं चैतवंदन.

ત્રીગડે બેઠા વીર જીન, ભાખે ભવિજન આગે;
ત્રીકર્ણસ્યું ત્રીહુ લોકજન, નીસુણો મન રાગે.
આરાધો ભલી ભાતસેં, પાંચમ અજુઆળી;
જ્ઞાન આરાધન કારણે, એહજ તિથી નીહાળી.
જ્ઞાન વિના પસુ સરિખા, જાણો એણે સંસાર;
જ્ઞાન આરાધનથી લહો, સિવપદ સુખ શ્રીકાર.
જ્ઞાનરહીત ક્રીયા કહી, કાંસ કુશુમ ઉપમાન;
લોકા લોક પ્રકાસકર, જ્ઞાન એક પરધાન.
જ્ઞાની સાસો સાસમે, કરે કર્મનો ખેહ;
પુર્વ કોડી વરસા લગે, અજ્ઞાનને કરે તેહ.
દેશ આરાધન ક્રીયા કહી, સર્વ આધારક જ્ઞાન;
જ્ઞાન તણો મહીમા ઘણો, અંગ પાંચમે ભગવાન.
પંચ માસ લઘુ પંચમી, જાવ જીવ ઉત્કૃષ્ટી;

પચ વરસ પંચ માસની, પંચમી કરો શુભ વહી.
એકાવનહી પચનોએ, કાઉસગ લોગસ કેરો;
ઉજમણું કરો ભાવશું, ટાળે ભવ ફેરો.
ઇણીપેરે પંચમી આરાધીએએ, આણ્ણી ભાવ અપાર;
વરદત્ત ગુણ મંજરી પરે, રંગ વિજય લહો સાર.

## अष्टमीनुं चैतवंदन.

મહાસુદી આઠિમને દીને, વિજ્યા સુત જાયો;
તેમ ફાગણ સુદી આઠમે, સંભવ ચવી આવ્યો.
ચૈતર વદની આઠમે, જનમ્યા રૂષભ જીણંદ;
દિક્ષા પણ એ દીન લહી, હુઆ પ્રથમ મુનીચંદ.
માધવ સુદિ આઠિમ દીને, આઠ કર્મ કર્યા દુર;
અભિનંદન ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપુર.
એહિજ આઠમ ઉજળી, જનમ્યા સુમતિ જીણંદ;
આઠ જાતિ કળશે કરી, નહવરાવે સુર ઇંદ્ર.
જનમ્યા જેઠ વદી આઠમે, મુનીસુવ્રત સ્વામી;
નેમ અશાડ સુદી આઠમે, અષ્ટમી ગતી પામી. ૫
શ્રાવણ વદની આઠમે, નેમી જનમ્યા જગ ભાણ;
તીમ શ્રાવણ સુદી આઠમે, પાસજીનો નીરવાણ.
ભાદરવા વદી આઠમ દીને, ચવીયા સ્વામી સુપાસ,
જીન ઉત્તમ પદ પદ્મને, સેવ્યાથી શીવ વાસ.

## एकादशीनुं चैतवंदन.

શાસન નાયક વીરજી, પ્રભુ કેવળ પાયો;
ચતુરવીધ થાપવા. મહાસેન વન આયો.
માધવ સીત એકાદશી, સોમલ, દ્વીજ યજ્ઞ;
ઇંદ્રભૂતી આદે મળ્યા, એકાદશ વિજ્ઞ. ૨
એકાદશ ચઉગુણા, તેહનો પરીવાર;

વેદ અર્થ અવળો કરે મન અભિમાન અપાર. ૩
જીવાદિક સંસે હરીએ, એકાદશ ગણધાર;
વીરે થાપ્યા વંદીએ, જીન શાસન જયકાર. ૪
મલ્લી જન્મ અર મલ્લી પાસ, વર ચરણ વિલાસી;
રીખવ અજીત સુમતિ નમી, મલ્લી ઘન ઘાતી વિલાસી. ૫
પદમ પ્રભુ શીવવાસ પાસ, ભવ ભવનાં તોડી;
એકાદશી દીન આપણી, રીધ સઘળી જોડી. ૬
દશ ક્ષેત્રે તીહું કાળનાં, ત્રણસેં કલ્યાણ;
વરસ અગીઆર એકાદશી, આરાધો વરનાણ. ૭
અગીઆર અંગ લખાવીએ, એકાદશ પાઠાં;
પુંજણી ઠવણી વીંટણાં, મસી કાગળ કાઠાં. ૮
અગીઆર અવ્રત છાંડવાએ, વહો પડીમાં અગીઆર;
ખીમા વિજય જીનસાસને સફળ કરો અવતાર. ૯

## મોહોટાં સ્તવનો.

### શ્રી સિદ્ધાચળનાં સ્તવનો.

#### દોહરા.

એકેકુ ડગલું ભરે, શેત્રંજા સમો જેહ;
રીખવ કહે ભવ કોડનાં, કર્મ ખપાવે તેહ. ૧
શેત્રુંજા સમો તીરથ નહી, રીખવ સમા નહી દેવ;
ગોતમ સરખા ગુરૂ નહી, વળી વંદુ તેહ. ૨
સીદ્ધાચળ સમરૂ સદા, સોરઠ દેશ મોઝાર;
મનુષ જનમ પામી કરી, વંદુ વાર હજાર. ૩
સોરઠ દેશમાં સંચર્યો, ન ચઢ્યો ગઢ ગીરનાર;
શેત્રંજી નદી નાહ્યો નહી, એનો એળે ગયો અવતાર. ૪
સેત્રંજી નદીમાં નાહીને, મુખ બાંધી મુખકોશ;
દેવ જુગાદી પુજીએ, આણી મન સંતોષ. ૫

જગમાં તીરથ દો વડા, સેત્રુંજ્ય ગીરનાર;
એક ઘડ રીખવ સમોસરયા, એક ઘડ નેમકુમાર.
સિદ્ધાચળ સિદ્ધિ વરયા, ગ્રહી મુનીલીંગ અનંત;
આગે અનંતા શીધસે, પુજો ભવી ભગવંત. ૭
સેત્રુંજ્ય ગીરી મંડણો, મારૂ દેવીનો નંદ;
જુગલા ધરમ નિવારસે, નમો યુગાદી જીણંદ. ૮

## સ્તવન ૧.

આંખડીએરે આજ શેત્રુંજો દીઠોરે,
સવા લાખ ટકાનો દહાડોરે, લાગે મને મીઠોરે; ૧
સફળ થયોરે મારા મનનો ઉમાયો, વાલા મારાભવનો સંસય ભાગ્યોરે;
નરક તીર્જંચ ગતિ દુર નીવારી, ચરણે પ્રભુજીને લાગ્યોરે,
સેત્રુંજો દીઠો રે આંખડી.
માનવ ભવનો લાહો લીજે, વા દેહડી પાવન કિજેરે,
સોના રૂપાને ફુલડે વધાવી, પ્રેમે પ્રદક્ષિણા દિજેરે. સેત્રુંજો. ૨
દુધડે પખાળીને, કેસર ગોળી, શ્રી આદેશ્વર પુંજ્યા રે.
શ્રી સિદ્ધાચળ નયણે જોતાં, પાપ મેવાસી ધ્રુજ્યારે. સેત્રુંજો, ૩
શ્રી મુખે સુધર્મા સુરપતી આગે, વા. વીરજીન એમ બોલેરે.
ત્રણ ભુવનમાં તિરથ મોટું, નહીં કોઈ સેત્રુંજા તોલેરે. સેત્રુંજો. ૪
ઇંદ્ર સરીખા એ તીરથની, વા ચાકરી ચીતમાં ચાહેરે;
કાયાની તો કાયર કાઢી, સુરજ કુંડમાં નાહેરે. સેત્રુંજો. ૫
કાંકરે શ્રી સિદ્ધક્ષેત્રે વા. સાધુ અનંતા સિધ્યારે;
તે માટે એ તીરથ મોટું, ઉદ્ધાર અનંતા કીધારે. સેત્રુંજો. ૬
નાભીરાયા સુત નજરે જોતાં, વા મેહ અતીરસ વુઠ્યા રે;
ઉદયરત્ન કહે આજ મારે પોતે, શ્રી આદેસર તુઠયારે. સેત્રુંજો. ૭

## સ્તવન ૨.

મારૂં મનમોહ્યુંરે શ્રી સીદ્ધાચળેરે,

મારૂ મન મોહ્યુરે શ્રી વિમળા ચળેરે;
દેખીને હરખીત હોય. વિધીશું કિજેરે જાત્રા એહનીરે
ભવ ભવનાં દુઃખ જાય. મારૂ૦ ૧
પચમે આરેરે પાવન કારણેરે, એ સમો તિરથ ન કોય;
મોટો મહીમારે જગમાં એહનોરે, આ ભરતે અહીંયાં જોય. મારૂ૦ ૨
એણે ગીરી આવ્યારે જીનવર ગણધરાયે, સિધ્યા સાધુ અનંત;
કઠણ કરમ પણ એ ગીરી ફરસતાંરે, હોવે કરમનો શાંત. મારૂ૦ ૩
જૈન ધર્મ તે સાચો જાણીનેરે, માનવ તિરથ એ સ્તંભ;
સુરનર કીંનર નૃપ વિદ્યાધરારે, કરતા નાટારંગ. મારૂ૦ ૪
ધન ધન દહાડોરે ધન વેળા ઘડીરે, ધરીએ રૂદય મોઝાર;
જ્ઞાન વિમળસુરી ગુણ એના ઘણારે, કહેતાં ન આવે પાર મારૂ૦ ૫

## સ્તવન ૩.

સેત્રુંજર તું સીદને આવ્યો. એ દેશી.
આવો ગીરી સીદ્ધાચળ જઈએ, પાપ હરી નીરમળ થઈએ;
કુમતી કદાગરને તજીએ, આવો ગીરી સીદ્ધાચળ જઈએ. ૧
તારણ તીરથ તે કહીએ. થાવર જંગમને લહીએ.
લોકોતરને નીત ભજીએ. આવો૦ ૨
ચરમપદ અલવાણે પયચરીએ, પુન્ય થાગું લાભ ભરીએ;
સીધ અનંતા કાંકરીએ. આવો૦ ૩
સોના રૂપાને ફુલે, મુગતાફળ અમુલખ મુલે.
પુંજીને નામ નહી ભુલે, આવો. ૪
ચડિએ ગિરીવર અનુક્રમે, અંતર ધ્યાન રશે રમીએ;
મારૂદેવા નંદને નમીએ. આવો. ૫
રાયણ હેઠળ જીનસયા, પુરવ નવાણું ઈયાં આયા;
લળી લળી તસ પ્રણમું પાયા, આવો૦ ૬
સુરજ કુંડમાં જઈ નાહાશું પેરણ ખીરોદક આહ્યું.
આંગી રચી જીન ગુણ ગાસું. આવો૦ ૭

તીરથ દરશને ફરીએ, બેગ ઉપાધી દુરે કરીએ;
લાભ અનતો એહુ ગીરીએ. આવો૦ ૮
ગામની અગોદરથી આવે, સઘળી સંઘવાણુ મન ભાવે;
જીન ગુણ માળા કંઠે ઠાવે. આવો૦ ૯
ઓગણીસે બીલોતેર વરસે, ઉજળ પોસની છઠ દીવસે.
જીનવર ભેટી મન ઉલ્લાસે. આવો૦ ૧૦
દેવકી નંદન અનુસરીએ, ઉલખા ઓળે જળ ભરીએ;
ચીલ્લસલા કાઉસગ ધરીએ. આવો૦ ૧૧
ભાંત ડુંગર ગીત લાયાં, શાયણની શીતલ છાયા;
ત્યાગું માવડલી માયા. આવો૦ ૧૨
વીમુલાચલ ફરશે પ્રાણી, જીન ભવીક હોવે નાણી;
રીખવ કહે વરે શીવ રાણી આવો૦ ૧૩

## સ્તવન ૪.

વીમલાચલ નિમલા પ્રાણી, શીતલ તરૂ છાયા ઠરાણી;
રસ વેધક કચન ખાંણી, કહે ઇંદ્ર સુંણો ઇંદ્રાણી સ્નેહીશંત,
ચઉદ ખેત્રમાં તીરથ નહીં એવા, સનેહી શંત એ ગીરી સેવા,
ખતની પાળી ઉલસીએ, છઠ આઠમ કાયા કશીએ;
માહમલના સામા ધશીએ, વીમલાચલ વગે વશીએ; સ૦ ચ૦
અન્ય થાનક કર્મ જે કરીએ, તે હીમગેરી હેઠ હરીએ;
પાળગા પચ્ખાણ કરીએ, ભવજળથી હેલા તરીએ, સ૦ ચ૦
શીવ મંદીર ચડવા કાજે, સો પાનની પાતી બીરાજે;
ચડતાં સમ કીરતી છાજે, દુર ભવીઆં ભવ્યથી છાજે. સ૦ ચ૦
પાંડવ પમુહા કેઇ સંતા, આદેસર ધ્યાન ધરંતા;
પરમાતમ ભાવ ભજંતા, સીધાચળ શીધ અનંતા. સ૦ ચ૦
ખટમાસી ધ્યાન ધરાવે શુક રાજાનું રાજ તે પાવે;
બહીતર શત્રુ હરાવે, સેત્રંજે નામ ધરાવે. સ૦ ચ૦
પ્રાણી ધ્યાને ભજો ગીરી જાચો, તીર્થંકર નામ નહી કાચો;

મોહરાયને લાગે તમાચો, શુભવીર વીમલગીરી સાચો.
સ્નેહી સંત એ ગીરી સેવો. સ૦ ચ૦ ૭

## સ્તવન ૫

આવો સખી સિધાચળ જઈએ, ગીરીવર ભેટી સુખ લહીએ. જેઠ જન આણા શું રહીએ. આવો સખી સિધાચળ જઈએ. સિધ્ધ અનંતાનો ઠામ, એવી જીનવરની વાણ.

જાણે આગમના જાણ, આવો, ૨
એ ગીરીના ગુણ કહું કેતા. પાર ન પામે કેવળી લેતાં;
કોડ પુરવ દેશના દેતાં. આવો. ૩
સંઘવી પ્રેમાશા આવે, રાજનગરનો સંઘ લાવે;
જાત્રા નવાણું કરે ભાવે; આવો૦ ૪
જાત્રા નવાણું કરો ભાવે, એવો અવસર ફરી નાવે;
આતમ શીવપુરમાં જાવે. આવો૦ ૫
જાત્રાની હુંશે છે ભારી, લાગી અનુભવની તાળી;
ગીરીવર દરિશન બલીહારી. આવો૦ ૬
અઢારસે સત્યાશી વરશે, ગીરી ગુણ ગાયા મન હરશે;
મણી ઉદ્યોત ગીરી ગુણ ગણશે. આવો૦ ૭

## સ્તવન ૬

શ્રીરે સિદ્ધાચળ ભેટવા, મુજ મન અધિક ઉમાયો;
રીખવ પુજન કરી, લીજે ભવ તણો લાહો. શ્રીરે૦ ૧
મણીમય મુરત રખભની, એનીપાએ અભીરામ;
ભુવન કરાવ્યાં કનકનાં, રાખ્યાં ભરતે નામ. શ્રીરે૦ ૨
નેમ વિના તેવીસ પ્રભુ, અવ્યા શીધક્ષેત્ર જાણી;
સેત્રુંજા સમો તીરથ નહી, બોલ્યા શ્રી મંદીર વાણી. શ્રીરે૦ ૩
પુરવ નવાણું સમોસર્યા, સ્વામી શ્રી રીખભ જીણંદ,
રામ પાંડવ મુગતે ગયા, પામ્યા પરમાનંદ. શ્રીરે૦ ૪

પુરવ પુન્ય પસાઉલે, પુંડરીક ગીરી પાયો:
કાંતીવિજય હરખે કરી શ્રી સિધાચળ ગાયો. શ્રીરે૦ ૫

### સ્તવન ૭

સીધાચળ ગીરી ભેટયારે, ધન્ય ભાગ્ય અમારાં આંકણી.
એ ગીરીવરનો મહીમા મોટા, કહેતાં ન આવે પાર;
રાયણ રૂખવ સમોસર્યા સ્વામી, પુરવ નવાણું વારરે. ધન. ૧
મુળ નાયક શ્રી આદી જીનેશ્વર, ચોમખ પ્રતીમા ચાર;
અષ્ટ દ્રવ્યસું પુજત ભાવે, સમકીત મુળ આધારરે. ધન સિ૦
ભાવ ભગતશું પ્રભુ ગુણ ગાતાં, અપના જનમ સુધારા;
જાત્રા કરી ભવિજન શું ભાવે, નરગતી દુરગતી વારરે. ધ૦ સિ૦
દુર દેશાંતરથી હું આવ્યો, શ્રવણે સાંભળી ગુણ તોરા;
પતીત ઉધારોને વિરૂદ્ધ તુમારો, એ તીરથ જગ સારરે. ધ૦ ૪
અઠારસેં ત્યાંસી માસ અશાડો, વદ આઠમ ભોમવારા;
પ્રભુકે ચરણ પસાયથી સંઘમાં, ખેમારતન પ્રભુ પ્યારારે. ધ૦ ૫

### સ્તવન ૮

કુમર ગભારો નજર દેખતાંજી એ દેશી.

સમકીત દ્વારગભારે પેસતાંજી; પાપ પડલાં ગયાં દુરરે;
મોહન મરૂદેવીનો લાડણોજી, દીઠે મીઠા આનંદ પુરરે. સમ૦ ૧
આયુ વરજીત સાતે કરમનીજી, સાગર કોડ કોડી હીણરે:
સ્થીતી પઢમ કરણે કરીજી, વીર્ય અપુરવ મોઘર લીધરે. સમ૦ ૨
ભુંગલ ભાંગી આઘ કષાયનીજી, મીથ્યાત મોહની સાંકલ સાથરે;
બાર ઉઘાડયાં શમ સંવેગનાજી, અનુભવ ભવને બેઠા નાથરે. સ૦ ૩
તારણ બાંધ્યું જીવ દયા તણુંજી, સાથીઆ પુરા સરધા રૂપરે;
રૂપ ઘટી પ્રભુ ગુણ અનુમોદનાજી, ધીગુણ મંગળ અનુપરે. સ૦ ૪
સંવર પાણી અંગ પખાલણેજી, કેસર ચંદન ઉત્તમ ધ્યાનરે;
આતમ ગુણરૂચી મગમઘ મહમહેજી, પંચાચાર કુસુમ પ્રધાનરે. સ૦ ૫

ભાવ પુંજાએ પાવન આતમાજી, પુંજો પરમેશ્વર પુન્ય પવીત્રરે:
કારણ જોગે કારજ નીપજેજી, ખીમા વીજયજીન આગમ રીતરે. સ૦ ૬.

## સ્તવન ૯.

સ્વામીજી મુજને સિદ્ધાચળ લેઇ ચાલ, લેઇ ચાલ લેઇ ચાલરે;
સ્વામીજી મુજને સિદ્ધાચળ લેઇ ચાલ.
વીલંબ ન કરશો કરેરે વાલમા, કોણે દીઠી છે કાલરે. સ્વા૦ ૧
ધોવા અંદર જઇ કરીરે વાલમા, મળીઆ મેયર કેરો સાથરે. સ્વા૦ ૨
પાલીતાણે નગરે, જઇ કરી વાલમાં, સફળ થઇ મુજ આસરે. સ્વા. ૩
ગીરી દેખી લોચન ઠરશે વાલમા, સફળ થયો અવતારરે. સ્વા૦ ૪
ચઢ્યાં દેવ આદીનાંરે વાલમાં ઉગમણું દરબારરે, સ્વા૦ ૫
સુરજ કુંડમાં નાહી કરીરે વાલમા, પેહેરશું અંદર ચીરરે. સ્વા૦ ૬
કેશર ચંદન ઘશી ઘણુંરે વા૦ પુજવા આદી જીણંદરે. સ્વા૦ ૭
શુરનર જન સેવા કરેરે વાલમા, ચમર ઢાળે ઇંદરે. સ્વા૦ ૮
કેડે કંદોરા હીમતારે વાલમા, કંઠે નવસર હારરે. સ્વા૦ ૯
બાંહે બાજુબંધ બેરખારે વાલમા, લીલાવટ ટીલક જડાવરે. સ્વા૦ ૧૦
મસ્તક મુગટ હીરે જડ્યોરે વાલમા, કાને કુંડળ સારરે. સ્વા૦ ૧૧
કીરતી વીજય ઉવજાયનોરે વાલમા, લીજો મંગળ માળરે. સ્વા૦ ૧૨

## સ્તવન ૧૦

મનના મનોરથ સવી ફળ્યારે, સીધ્યાં વંછીત કાજ; પુજો૦
પ્રાય એ તીરથ સાસ્વતોરે, ભવજળ તારણ જહાજ. પુજો૦ ૧
મણી માણેક મુગતા રૂપેરે, રજત કનકનાં ફુલ; પુજો૦
કેશર ચંદન ઘશી ઘણુંરે, બીજી વસ્તુ અમુલ. પુજો૦ ૨
છઠે અંગે દાખીઓરે, આઠમે અંગે ભાખ; પુજો૦
સારાવલી પઇને વરણવ્યોરે, એ આગમની સાખ. પુજો૦ ૩
વીમળ કરે ભવી લોકને એ, તેને વીમળાચળ જાણ, પુજો૦
સુક રાજથી વિસ્તર્યો એ, શેત્રુંજય ગુણ ખાણ. પુજો૦ ૪

પુંડરીક ગણધરથી થયોરે, પુંડરીક ગીરીગુણ ધામ; પુંજો૦
સુરતર ક્રત એમ જાણીએરે, ઉત્તમ એકવીસ નામ. પુંજો૦ ૫
એ ગીરીવરના ગુણ ઘણાએ, નાંણીએ નવી કહેવરાય; પુંજો૦
જાણે પણ કહી નહી શકે એ, મુગટ ગુડને ન્યાય. પુંજો૦ ૬
ગીરીવર દરશન નવી કર્યા એ, તે રહયો ગરભાવાસ. પુંજો૦
નમન દર્શન ફરશન કરયો એ, પુરે મનની આશ. પુંજો૦ ૭
આજ મહોદય એ લહયો એ, પામ્યો પ્રમોદ રસાળ; પુંજો૦
મળી ઉદ્યોત ગેરી શેવાએ, ઘેર ઘેર મંગળ માળ. પુંજો૦ ૮

## સ્તવન ૧૧.

(એ ઉંચોને એલએલારે, કામણગારો કાનુડો. એ દેશી. )

સિદ્ધાચળ શિખરે દીવોરે, આદીશ્વર અલબેલા છે.
જાણે દર્શન અમૃત પીવોરે, આદીશ્વર અલબેલાછે.
શીવ સોમજશાની લ્હારોરે, આ૦ તેર ક્રોડી મુની પરિવારોરે,

આ સિ૦ ૧ કરે શિવ સુંદરીનું આણું રે, આ. નારદજી લાખ એ કાણુંરે; આ. વસુદેવની નારી પ્રસિદ્ધીરે, આ. પાંત્રીસ હજારે તે સિધ્ધરે આ સિ૦ ૨ લખ બાવનને એક કોડીરે, આ. પંચાવન સહસને જોડીરે. આ. સાતસેં સીત્યોતર સાધુરે. આ. પ્રભુ શાંતી ચોમાસુ કીધુરે આ. સિ૦ ૩ તવ એ વશિયા શિવ નારીરે, આ. ચૌદ સહસ મુની દમિ તારીરે આ. પ્રદ્યુમ્ન પાંબા અચંભીરે, આ. ચૌઆલીસસેં વૈદરભીરે આ. સિ૦ ૪ થાવ વચ્ચાપુત્ર હજારરે, આ. શુક્ર પરિવ્રાજક ધારેરે. આ. શેલગ પણ સત્ય લિખ્યાતેરે આ. શુભદ્ર મુની સત્યસાતેરે, આ. સિ૦૫ ભવ તરીયા તિણે ભવ તારણુરે, આ. ગજચંદ્ર મ્હોદક કારણુરે આ. સુરકાંત અચળ અભીનંદરે આ. સુમતિ શેઠ ભય કંદોરો, આ. સિ ૬ ઇહિાં મોક્ષ ગયા કેઇ કોડીરે, આ. અમને પણ આશા મોટીરે આ. સરધા સવેગે ભરીયોરે, આ. મેમોટો દરીયો તરીયોરે આ૦ સિ૦ ૭ સરધા વીણ કુણ ઇહા આવેરે આ૦ લઘુ જળમાં કિંમતે નાવરે આ૦ તિણે હાથ હવે પ્રભુ ઝાલોરે, આ૦ શુભ વીરને હૈડે વ્હાલારે આ૦ સુ૦ ૮

## સ્તવન ૧૨.

ઢાળ—તોરણ આઇ કયું ચલરે. એ દેશી.

ભરતને પાટે ભુપતીરે, સિદ્ધિ વરયા ઇણે ઠામ, સલુણાં.
અસંખ્યાતા તિહાં લગેરે, હુંઆ અજીતજીન રાય સલુણા. ૧
જિમ જિમ એ ગીરી ભેટીએરે, તીમ તીમ પાપ પલાય. સ૦
અજીત જીનેશ્વર સાહીબોરે, ચોમાસુ રહી જાય. સ૦ જી૦ ૨
સાગરમુની એક કોડીસુરે, તોડયા કર્મના પાસ. સ૦
પાંચ કોડી મુની રાજ વરયુરે, ભરત લહ્યા શીવ વાસ. સ૦ જી૦ ૩
આદીશ્વર ઉપગારથીરે, સત્તર કોડી સાથ. સ૦
અજીતસેન સિધાં ચજીરે, ઝાલ્યો શીવ વહુ હાથ. સ૦ જી૦ ૪
અજીતનાથ મુની ચૈત્રનીરે, પુનિમે દશ હજાર. સ૦
આદીત્ય યસા મુકિત વર્યારે, એક લાખ અણગાર. સ૦ જી. ૫
અજરામર ખેમા કરૂંરે, અગર કેત ગુણકં. સ૦
સહસ્ર પત્ર શીવ કરૂંરે કર્મ ક્ષય તમો કંદ સ. જી. ૬
રાજ્ય રાજેશ્વર એ ગીરીરે, નામછે મંગળ રૂપ. સ.
ગીરીવર રજતરૂં મંજરીરે, શીશ ચઢાવે ભુપ સલુણા. સ. જી. ૭
દેવ જુગાદી પુજતાંરે, કર્મ હોવે ચકચુર; સલુણા
શ્રી શુભવીરને સાહીબારે, રેહજો લઇડા હજુર. સલુણા. જી. ૮

## સ્તવન ૧૩.

ઢાળ રાગ પુરવી. ઘડી ઘડી સાંભરે સાંતી સલુણાં. એ દેશી.

ગીરીવર દરસન વીરલા પાવે, પુરવસંચિત કર્મ ખપાવે. ગીરી.
રીખભ જીનેશ્વર પુજા રચાવે, નવ નવ નામે ગીરી ગુણ ગાવે. ગી.
સહસ્ત્ર કમળને મુકિત નિયલગિરિ, સદ્ધાચળ સત કુટ કહેવે. ગી.
ઢંક કદમને કોડી નીવાસો, લોહીત્યત્તાળ ધ્વજ સુર ગાવે. ગિ. ૨
ઢંકાદીક પંચ કુટ સજીવન, સુરનર મુની નામ થપાવે. ૨ ગિ.
રયણખાણ જડબુટી ગુફાઓ, રસકૂપીકા ગુરૂ ઇહાં બતાવે. ગિ. ૩

પણ પુન્યવંતા પ્રાણી પાવે, પુન્ય કારણ પ્રભુ પુજન રચાવે, ગિ.
દશ કોટી શ્રાવકને જમાડે, જૈન તિરથ જાત્રા કરી આવે. ગિ. ૪
તેથી એક મુની દાન દિયંતા, લાભ ઘણો સિદ્ધાચળ પાવે. ગિ.
ચંદ્રશેખર નિજ ભગનીસ્યુ ભોગી, તે પણ એ ગિરી મોક્ષે જાવે. ગિ. ૫
ચાર હત્યારા નર પરદારા, દેવ ગુરુદ્રવ્ય ચોરી ખાવે ગિ.
ચૈત્રી કારતકી પુનમ જાત્રા, તપ જપ ધ્યાનથી પાપ ખપાવે. ગિ. ૬
રૂષભસેન જીન આદે અસંખ્યા, તીર્થંકર મુક્તિ સુખ પાવે. ગિ.
શાંત વડુ વરવા મંડપ એ ગીરી, શ્રી શુભવીર વચન રસ ગાવે. ગીરીવર દર્શન વીરલા પાવે.

## શ્રી તીર્થમાળાનું સ્તવન.

સેત્રંજે રીખભ સમોસરયા, ભલા ગુણ ભરયારે.
સીધ્યા સાધુ અનંત, તીરથ તે નમુરે.
ત્રણ કલ્યાણક તીહાં થયાં મુગતે ગયારે,
નેમીસર ગીરનાર. તીરથ૦ ૧
અષ્ટાપદ એક દેહરો ગીરી સેહેરોરે;
ભરતે ભરાવ્યાં બીંબ. તીરથ૦ ૨
આબુ ચોમુખ અતી ભલો, ત્રીભુવન તીલોરે,
વીમલ વસે વસ્તુપાલ. તીરથ૦ ૩
સમેત સીખર સોહામણો, રળીયામણોરે;
સીધ્યા તીર્થંકર વીસ. તીરથ૦ ૪
નગરી ચંપા નીરખીએ, હઈડે હરખીએરે,
સીધ્યા શ્રી વાસુપુજ્ય. તીરથ૦ ૫
પુરવ દીશા પાવાપુરી, રીધે ભરીરે;
મુગતિ ગયા મહાવીર. તીરથ૦ ૬
જેસલમેર જુહારીએ, દુઃખ વારીએરે;
અરીહંત બીંબ અનેક. તીરથ૦ ૭

વાંકાનેરજ વંદીએ ચાર નંદીએરે;
અરિહંત દેરાં આઠ. તીરથ૦ ૮
સારીસરો સંખેસરો. પંચાસરોરે;
ફલોધી થંભણ પાસ. તીરથ૦ ૯
અંતરીક અજાવરો, અમીઝરોરે;
જીરાવલો જગનાથ. તીરથ૦ ૧૦
ત્રૈલોક્ય દિપક દેહરો જાત્રા કરોરે,
રાણકપુર સહેર. તીરથ૦ ૧૧
નાડુલાઇ જાદવો, ગોડીસ્તવોરે;
શ્રી વરકાણો પાસ. તીરથ૦ ૧૨
નંદીશ્વરનાં દેહરાં બાવન ભલાંરે;
રૂચક કુંડલે ચ્યાર ચ્યાર. તીરથ૦ ૧૩
શાશ્વતી અસાશ્વતી, પ્રતીમા છતીરે;
સ્વર્ગ મૃત્યુ પાતાલ તીરથ૦ ૧૪
તીરથ જાત્રા ફળ તીહાં, હોજ્યો મુજ ઇહાંરે
સમયસુંદર કહે એમ. તીરથ ને નમુંરે. ૧૫

## ગીરીના તિર્થ સ્તવન.

તોરણથી રથ ફેરી ચાલ્યરે. પ્રીતમજી.
આઠ ભવની પ્રીતડી તોડી તંત. મારા પ્રીતમજી.
નવમે ભવ પણ નેહ ન આણ્યો મુજરે. પ્રીતમજી.
તો શે કારણ એટલે આવવું તુજ; મારા પ્રીતમજી.
એક પોકાર સુણી તીરયંચનો ઘમરે. પ્રીતમજી.
મુકો અબળા રોતી પ્રભુજી કીમ. મારા પ્રીતમજી.
ખટ જીવના રખવાળામાં સીરદારરે. પ્રીતમજી.
તો કેમ વીલવતી સ્વામી મૂકો નાર મારા પ્રીતમજી.
શીવ વધું કેર એવું કેવું રૂપરે. પ્રીતમજી.
મુજ મુકીને ચીતમાં ધરી જીન ભુપ. મારા પ્રીતમજી.

જીનજી લીએ સહસાવનમાં વ્રત ભારરે. પ્રીતમજી.
ઘાતી કરમ ખપાવીને નીરધાર, મારા પ્રીતમજી.
કેવળ રીધી અનંતી પ્રગટ કીધરે. પ્રીતમજી.
જાણી રાજુલ પ્રતીજ્ઞા લીધ, મારા પ્રીતમજી.
જે પ્રભુજીએ કીધું કરવું તેહરે પ્રીતમજી.
એમ કહી વરતધર થઈ પ્રભુ પાસે જેહ મારા પ્રીતમજી.
પ્રભુ પહેલાં નીજ સોકયનું જોવા રૂપરે પ્રીતમજી
કેવળ જ્ઞાન લહી થઈ સીદ્ધ સ્વરૂપ. મારા પ્રીતમજી
શીવ વધુ વરીઆ જીનવર ઉત્તમ નેમરે પ્રીતમજી
પદમ કહે પ્રભુ રાખો અવીચલ પ્રેમ, મારા પ્રીતમજી

## સમેતસીખરજીનું સ્તવન.

જઈ જો લાલ સમેત સીખર ગીરી ઉપર પાસજી સામળા,
જીન ભગતે લાલ કરતાં જીન પદ પાવે ટળે ભવ આમળા. આંકણી
છહરી પાળી દરસન કરીએ, ભવ સંચીત પાતીક હરીએ;
નીજ આતમ પુન્ય રસે ભરીએ, જય પુજો લાલ. ૧
એ ગીરવર નીત્ય સેવા કીજે જીમ સીવ સુખડા કરમાં લીજે.
ચીદાનંદ સુધારસ નીત્ય પીજે, જઈ પુજો લાલ. ૨
જીહાં સીવરમણી વરવા આવ્યા, અજીતાદીક વીશે જીનરાયા,
બહુ મુનીવર જીત સીવ વધુ પાયા, જઈ પુજો લાલ. ૩
તેને એ ઉત્તમ ગીરી જાણો, કરો સેવા આતમ કરી સ્યાણો,
એ ફરી ફરી નહી આવે ટાંણો, જઈ પુજો લાલ. ૪
તુમ ધન કંચનની માયા, કરતા અસુચી કીની કાયા;
કેમ તરશો વીણ એ ગીરી રાયા, જઈ પુજો લાલ. ૫
ભઈ શુભ મતી વચન સુણી તાજા, એ ભજો જગગુરૂ આતમ રાજ;
ગીરી ફરશો ધરી મન સુખી માજા, જઈ પુજો લાલ. ૬
સંવતસર શીખી ગજચંદ સમે, ફાગણ સુદી તીજ બુધવાર ગમે;
ગીરી દરશણ કરતા વીર રમે, જઈ પુજો લાલ. ૭

પ્રભુપદ પદમ તણી સેવા, કરતા નીત્ય લહીએ શીવ મેવા;
કહે રૂપવીજય મુજ તે હેવા, જઈ પુજો લાલ. ૮

## અષ્ટાપદજીનું સ્તવન.!

ફુનર ગભારો નજરે દેખતાંજી. એ દેશી

ચત્ર આઠ દસ દોય વંદીએજી, વરતમાન જગદીશરે;
અષ્ટાપદ ગીરી ઉપરેજી, નમતાં વાધે જગીશરે.
ભરત ભરતપતી જીન મુખેજી, ઉચરીયાં વ્રત બારરે;
દર્શન સુદ્ધિને કારણેજી ચોવીશ પ્રભુનો વિહારરે. અ૦ ૧
ઉંચપણે કોસ તીગ કહ્યુંજી યોજન એક વિસ્તારરે;
નિજ નિજ માન પ્રમાણ ભરાવીયાજી બીંબેશ્વરપર ઉપગાર રેચ. ૨
અજીતાદીક ચઉદા દાહિણેજી, પશ્ચિમે પડીમા આઠરે;
અનંત આદે દસ ઉતરેજી, પૂર્વે રીખભ વીર પાઠરે અ૦ ૨
ઋખભ અજીત પૂર્વે રહ્યાજી, રીખભવીર એ પણ આગમ પાઠરે;
આત્મશક્તિ કરે જાત્રાજી, તે ભવ મુકિત વરે ઠાણી આઠરે. અ૦ ૩
દેખો અચરજ શ્રી સીદ્ધાચળેજી, હુવા અસંખ્ય ઉદ્ધારરે;
આજ દીને પણ એણે ગીરજી, ઝગમગ ચૈત ઉદ્ધારરે; અ૦ ૪
રત્નેશ ઉત્સર પીણી લગેજી, દેવ મહીમા ગુણ દાખીરે;
બીંબની સવાદીક થીર પણેજી, વસુદેવ હીંડની સાખરે. અ૦ ૫
રે વળી જીન મુખ મે સુંણ્યુંજી, એણે વીધી પઠાવરે;
શ્રી શુભ વીર વચન રસેજી, ગાયા રીખવ શીવ દાયરે. અ૦ ૬

## આબુજીનું સ્તવન.

કોઈ લો પરવત ધુધલોરે. એ દેશી

આબુ અચલ રળીયામણોરે લોલ, દેલવાડે મનોહાર સુખકારીરે.
વાહલીએ કેસર ઘસ્યુંરે લોલ, દેવલ દીપે ચ્યાર બલીહારીરે;
ભાવ ધરીને ભેટીએરે લોલ. આંકણી
બાર બાદશાહ વશ કરીરે લોલ, વીમલ મંત્રીસર સાર, સુ૦

તેણે પ્રસાદ નીપાઈઓરે લોલ, રીખવ જગદાધાર. બ. આ૦ ૧
તેહ ચૈત્યમાં જીવ વરૂરે લોલ, આઠસેને છાતેરે. સુ૦
જેહ દીઠે પ્રભુ સંભવેરે લોલ, મોહ કર્યા ઉણે જેરે. બ. આ૦ ૨
દ્રવ્ય ભર્યા ધરતી ભલીરે લોલ, લીધો દેવલ કાજ; સુ૦
ચૈત તીહાં મંડાવીઉરે લોલ, લેવા શીરપુર રાજ. બ. આ૦ ૩
ચંદરસે કારીગરેરે લોલ, દેવી ધરા પ્રત્યેક; સુ૦
નેમ મરદન કારક વળીરે લોલ, વસ્તુપાલ એમ વિવેક. બ. આ૦ ૪
ધારણી વેરણી નીહાં કરીરે લોલ, દીઠાં બંને તે વાત; સુ૦
ખણ નવી જાએ મુખે કહીરે લોલ, સુર ગુરૂ સમ વિખ્યાત. બ. આ. ૫
સાત વરસેરે નીપન્યોરે લોલ, તે પ્રાસાદ ઉત્તમ; સુ૦
બારકોડી ત્રેપન લક્ષનેરે લોલ, ખરચ્યા દ્રવ્ય ઉછરંગ બ. આ. ૬
દેરાણી જેઠાણીના ગોખલારે લોલ, દેખતાં હરખ તે થાય. સુ૦
લાખ અઢાર ખરચ્યારે લોલ, ધન ધન એહની માય. બ. આ. ૭
મુલનાયક નેમી સરૂરે લોલ, જન્મ થકી બ્રમચાર. સુ૦
નીજ સતા રમણી થયારે લોલ, ગુણ અનંત આધાર બ. આ. ૮
ચારસેંને અડસઠ ભલારે લોલ, જીનવર બીંબ વીશાલ. સુ.
આજ ભલે મેં ભેટીયાંરે લોલ, પાપ ગયા પાતાળ. બ. આ. ૯
રીખભ ધાતુ મયા દેહરે લોલ, એકસો પીસતાળી બીંબ સુ.
ચોમુખ ચૈત્ય જુહારીએરે લોલ, મરૂધરમાં જેમ અંબ, બ. આ. ૧૦
બાણું કાઉસગીયા તેહમાંરે લોલ, અગન્યારી જીનરાય; સુ.
અચલગઢે બહુ જીનવરારે લોલ, વંદુ તેહના પાય. બ. આ. ૧૧
ધાતુમયી પરમેસરૂરે લોલ, અદભુત સુભ સ્વરૂપ;
ચોમુખ જીન વદતાંરે લોલ, થાએ નીજગુણ ભુપ. બ. આ. ૧૨
અઢારશેંને અઢારમાંરે લોલ, ચઈતર વદી ત્રીજ દીન; સુ.
પાલણપુરના સંઘસુરે લાલ, પ્રણમી થયો ધન્ય ધન્ય. બ. આ. ૧૩
નેમ સાંતી જગદીસરૂરે લોલ, જાત્રા કરી અદભૂત. સુ૦
જે દેખી જીન સાંભળેરે લોલ, સેવ કરે પુરહુત. બ. આ. ૧૪

ઈમ જાની આખુ તણીરે લાલ, જાત્રા કરશે જેહ. સુ॰
જીન ઉત્તમ પદ પાંમશેરે લાલ, પદમવિજય કહે તેહ- બ. આ. ૧૫

## રાણેકપુરનું સ્તવન.

શ્રી રાણેકપુર રળીઆણુંરે લાલ શ્રી આદીસર દેવ. મન મોહ્યુરે:
ઉત્તંગ તોરણ દેહેરૂરે લાલ, નીરખી જે નીત્ય મેવ. મન શ્રી ૧
ચઉવીશ મંડપ ચઉ દીસેરે લાલ; ચઉમુખ પ્રીતમાચાર: મન. શ્રી.
ત્રીભુવન દીપક દેહેરૂરે લાલ, ચઉમુખ સમોવડ નહી સંસાર. મન. ૨
દેહેરી ચઉરાશી દીપતીરે લાલ, માંડયો અષ્ટાપદ મેર: મન.
ભલે જુહાર્યા ભુંહરિરે લાલ, સુતાં ઉઠી સુવેર. મન. શ્રી. ૩
દેશ જાણું સો દેહરાંરે લાલ, મોટો દેશ મેવાડ. મન.
લાખ નવાણું લગાવીયારે લાલ, ધન ધરણે પોરવાડ. મન. શ્રી. ૪
ખરતર ગચ્છકી ખાંતસુરે લાલ, નીરખતાં સુખ થાય. મન.
પાંચ પ્રસાદ બીજા વળીરે લાલ, જોતાં પાતીક જાય. મન. શ્રી. ૫
આજ કૃતારથ હું થયોરે લાલ, આજ થયોરે આણંદ; મન.
યાત્રા કરી જીનવર તણીરે લાલ, દૂર ગયું દુખ દંદ. મન. શ્રી. ૬
સંવત સોલને છોતેરેરે લાલ, માગસર માસ મોઝાર; મન.
રાણેકપુર યાત્રા કરીરે લાલ, સમય સુંદર સુખકાર. મન. શ્રી. ૭

---

# ચોવિસ તિર્થંકરોનાં સ્તવનો.

## રીખવદેવનાં સ્તવન.

મહાવીદેહ ક્ષેત્ર સોહામણું, એ દેશી.

જગજીવન જગ વહાલહો, મરૂદેવીનો નંદલાલરે;
મુખ દીઠે સુખ ઉપજે દરસણ અતિહી આણંદ લાલરે; જ. ૧
આંખડી અબુંજ પાંખડી, અષ્ટમી શસી સમ ભાલ લાલરે;
વંદન તે સારદ ચંદલો, વાણી અતી રસાલ લાલરે. જગ. ૨
લક્ષણ અંગે વીરાજતાં, અઢીય સહસ્ર ઉદાર લાલરે;

રેખા કર ચરણાદીકકે, અભિંતર નહી પાર લાલરે. જગ. ૩
ઇંદ્ર ચંદ્ર રવી ગીરીતણા, ગુણ લઇ ઘડ્યું અંગ લાલરે;
ભાગ્ય કીહાં થકી આવીયું, અચરીજ એહ ઉતંગ લાલરે. જ. ૪
ગુણ સઘળા અંગ કર્યા દુર, કર્યા સવી દોખ લાલરે;
વાચક જશ વીજયે શુણ્યો, દેજો સુખનો પોખ લાલરે. જ. ૫

### સ્તવન ૨.

રીખભ જીણંદશું પ્રીતડી, કીમ કીજે હો કહો ચતુર વીચાર;
પ્રભુજી જઈ અળગા વસ્યા, તીહાંકણ નવી હો કે વચન ઉચ્ચાર.
રીખભ જીણંદશું પ્રીતડી, એ આંકણી,
કાગળ પણ પહોંચે નહી, નવી પહોંચે હો તીહાં કો પ્રધાન;
જે પહોંચે તે તુમ સમો, નવી ભાખે હો કોનો વીવધાન. રીખ. ૨
પ્રીત કરે તે રાગીયા, જીનવરજી હો તુમે છો વીતરાગ;
પ્રીતડી જે અરાગીથી, મેળવવી તે હો લોકોતર માગ. રીખ. ૩
પ્રીતી અનાદીની વીખ ભરી, તે રીતે હો કરવા મુજ ભાવ;
કરવી નિરવીખ પ્રીતડી, કિણ ભાતે કહો બને બનાવ. રીખ. ૪
પ્રીત અનંતી પરથકી, જે તોડે હો તે જોડે એહ;
પરમ પુરૂષથી રાખતા, એક તત્વતા હો દાખી ગુણ ગેહ. રીખ. ૫
પ્રભુજીને અવીલંબતાં, નિજ પ્રભુતાહો પ્રગટે ગુણ રાશ;
દેવચંદ્રની સેવના, જે મુઝ હો અવિચળ સુખવાસ. રીખ.

### અજીતનાથનું સ્તવન.

જ્ઞાનદિક ગુણ સંગહારે, તુજ અનંત અપાર;
તે સાંભળતાં ઉપનીરે, રચી તિણે પાર ઉતાર.
અજીત જીન તારજ્યોરે, તારજો દીન દયાળ અજી. ટેક.
જે જે કારણ એહનોરે, સામગ્રી સંયોગ;
મીલતાં કાર્ય નીપજેરે, કરતા તેણે પ્રયોગ. અજી. ૨
કાર્ય સિદ્ધ કર્તા વસુંરે, લહી કારણ સંયોગ.

નિજપદ કારક પ્રભુ મિલ્યારે, હોય નિમિત ભોગ. અજી. ૩
અજકુલ ગતી કેસરી લહેરે, નિજપદ સિંહની હાલ;
ત્યાંલ તીમ પ્રભુ ભક્તે ભવી લહેરે, આતમ સક્તી સંભાળ. અજી. ૪
કારણપદ કરતા પણેરે, કરી આરોપ અભેદ;
નિજપદ અરથી પ્રભુ થકીરે, કરે અનેક ઉમેદ. અજી. ૫
એહવા પરમાતમ પ્રભુરે પરમાનંદ સ્વરૂપ;
સ્યાદ સતા રસીરે અમલ અખંડ અનુપ. અજી. ૬
આરોપિત સુખ ભ્રમ ટળ્યોરે, ભાસ્યો અવ્યાબાધ;
સમર્યો અભિલાષી પણુંરે, કરતા સાધન સાધ્ય. અજી. ૭
ગ્રાહકતા સ્વામી ત્વરે. વ્યાપકતા ભોક્તા ભાવ.
કારણતા કારજ દશારે, સકળ ગ્રહ્યું નીજ ભાવ. અજી. ૮
શ્રદ્ધાભાષણ રમણતારે, દાનાદિક પરણામ.
સકળ થયા સતારસીરે, જીનવર દરિશણ પામ. અજી. ૯
તિણ નિર્યામક માહણોરે, વૈદ્ય ગોપ આધાર.
દેવચંદ્ર સુખ સાગરૂરે, ભાવ ધર્મ દાતાર. અજી. ૧૦

## સંભવ નાથનું સ્તવન.

સાહિબ સાંભળોરે, સંભવ અરજ અમારી,
ભવોભવ હું ભમ્યોરે, ન લહી સેવા તુમારી,
નરક નિગોદમાંરે નિહાં હું બહુ ભવ ભમીયો.
તુમ વિના દુખ સહ્યાં, અહનિશ ક્રોધે ધમધમીયો. સાહિબ. ૧
ઇંદ્રી વશ પડ્યોરે, પાળ્યા વ્રત નવી હુંસે,
ત્રસ પણ નવી ગણ્યારે, હણીયા થાવર હુંસે.
વ્રત પણ ચિત નવી ધર્યોરે, બીજું સાચું ન બોલ્યું,
પાપની ગોઠડીરે તીહાં મેં હઇડિલું ખોલ્યું. સાહિબ. ૨
ચોરી મેં કરીરે, ચઉવીહ અદત ન ટળ્યું,
શ્રી જીન આણસુંને મેં નવી સંજમ પાળ્યું,

મધુકર તણી પરેરે, સુખ ન અહાર ગવેખ્યો. સાહિબ. ૩
નરભવ હોહીલોરે પામી મોહ વસ પડીયો.
પરસ્ત્રી દેખીનેરે મુજ મન તીહાં જઈ અડીયો.
કામ ન કો સર્યાંને, પાપે પીંડ મેં ભરીયો.
શુદ્ધ બુદ્ધ નવી રહીરે, તેણે નવા આતમ તાર્યો સાહિબ૦ ૪
લક્ષ્મીની લાલચેરે મેં બહુ દીનતા દાખી,
તોપણ નવી મળીરે, મળીતો નવી રહી રાખી.
જે મન અભીલાષેરે તેહતો તેથી નાસે.
તુણ સમ જે ગણેરે, તેહને નિત રહે પાસે સાહિબ. ૫
ધન ધન તે નરારે, એહનો મોહ વીછોડી.
વીશય નીવારીનેરે, જેહને ધર્મમાં જોડી.
અભક્ષ તે મેં ભખ્યારે, રાત્રી ભોજન કીધાં.
વ્રત નવી પાલીયાંરે, જેહવાં મુળથી લીધાં. સાહિબ
એમ અનંત ભવ ભમ્યોરે ભમતાં સાહેબ મળીયો.
તુમ વિના કોણ દીયેરે, બોધ રયણ મુજ બળીયાં;
સંભવ આપજ્યોરે, ચરણ કમળ તુમ સેવા;
નય એમે વીનવેરે, સુણજો દેવાધી દેવા. સાહિબ ૭

## સુમતીનાથનું સ્તવન.

ઝાંઝરીઆ મુનીવર. એ દેશી.

સુમતીનાથ ગુણશું મીલીજી, વાધે મુજ મન પ્રીત.
તેલ બીંદુ જેમ વીસ્તરેજી, જલમાંહી ભલી રીત;
શોભાગી જીનશું લાગ્યો, અવીહડ રંગ. સો. ૧
સજ્જનશું જે પ્રીતડીજી, છાની તે ન રહાય;
પરીમલ કસ્તુરી તણોજી, મહીમા એમ કહેવાય. સો. ૨
અંગુલીએ નવી મેરૂ ઢંકાએ, છાબડીએ રવી તેજ;
અજલી માંહી જેમ ગગન માએ, મુજ મન તેમ પ્રભુ હેજ.
હુઓ છપન અધર અરૂણવર, ખાતાં પાન સુરંગ;

ચીવત ભરભર પ્રભુ ગુણ પ્યાલે, તેમ મુજ પ્રેમ અભંગ: સો. ૪
ઢોકે પ્રભુ પરાલસ્યુંજી, ન રહે લતી વિસ્તાર,
ન્યુ ચકજશ કહે પ્રભુ ગુણેજી, તેમ મુજ પરેમ પરકાર. સો. ૫

## ચંદ્ર પ્રભુજીનું સ્તવન.

રાવજી અમને હીએ આંકણી કે૦ એ દેશી.

જીનજી ચંદ પ્રભુ અવધારો કે, નાથ નીહાલજોરે લાલ;
ભમણી બરૂદ ગરીબ નીવાજની, વાચા પાળજોરે લાલ. ૧
હરખે હું તમ શરણે આવ્યો કે, મુજને રાખજોરે લાલ;
ચોરટા ચાર ચુંગલ છે ભુંડા કે તેને દુર નાંખજોરે લાલ. ૨
પ્રભુજી પચતણી પરસંગા કે રૂડી થાપજોરે લાલ;
મોહન મેહેર કરીને મુજને, દર્શન આપજોરે લાલ. ૩
તારક તુમ પાસન મેં ઝાલ્યો, કે હવે મુને તારજોરે લાલ;
કુતરી કુમતી થઇ છે કેડે કે, તેને વારજોરે લાલ. ૪
સુંદરી સુમતી સોહાગણ સારી કે, પ્યારી છે ગાજુંરે લાલ;
તાતજી તે વીણ જીવે ચકિત, ભુવન કેરૂં આંગણુંરે લાલ. ૫
લખગુણ લક્ષમણ રાણીએ, જાયા કે મુજમન આલજોરે લાલ;
અનુપમ અનુભવ અમૃત મીઠી કે, સુખડી લાવજોરે લાલ. ૬
દીપતી દોઢસો ધનુષ પરીમાણકે, પ્રભુજીની દેહડીરે લાલ;
નીગુણી નીરાગી પણ રાગીકે, મન માંહે રહ્યોરે લાલ. ૭
સુભ ગુરૂ સુમતિ વીજય સુપસાયકે, રામે સુખ લહ્યાંરે લાલ;

## શ્રેયાંસજીનનું સ્તવન.

કરમ ન છુટેરે પ્રાણીઆ. એ દેશી.

તુમ બહુ મંત્રીરે સાહીબા, મહારે તો મન એક;
તુમ વીણ બીજોરે નવી ગમે, એ મુજ મોટીરે. ટેક.
શ્રી શ્રેયાંસ કીપા કરો. આંકણી.
મન રાખો તુમ સવી તણાં, પાણ કીહાં એક મલી જાઓ.

લલચાવીને લખ લોકને, સહખી સહજ ન થાઓ. શ્રી. ૨
રાગ ભરે જન મન રહીયે, પણ ત્રીહુકાલ વૈરાગ;
ચીત તુમારો સમુદ્રનો, કોઇ ન પામેરે તાગ. ૩
એહવા શું ચીત મેળવ્યું, કેલવ્યું પેહેલાં ન કાંઇ,
શેવક નીકટ અપુંઝ છે, નીરવહસ્યો તુમે સાંઇ. શ્રી. ૪
નારાગી સુર કેમ મીલે પણ મળવાનો એકાંત;
વાચક જશ કહે મુજ મીલ્યો ભગતી તે કામણ તંત. શ્રી૦ ૫

## વા પુજ્યજીનું સ્તવન.

વાસુપુજ્ય જીન ત્રિભુવન સ્વામી, ઘન નામી પરનામીરે;
નીરાકાર સાકાર સચેતન, કરમ ફળ કામીરે. વા૦ ૧
નિરાકાર અભેદ સંગ્રાહક, ભેદ ગ્રાહક સાકારોરે;
દર્શન જ્ઞાન દુભેદે ચેતન, વસ્તુ ગ્રહણ વ્યાપારોરે. વા૦ ૨
કર્તા પરીણામી પરીણામો, કર્મ જે જીવે કરીએરે.
એક અનેક રૂપ નય વાદે, નય તે નય અનુસરિયેરે. વા૦ ૩
દુખ સુખ રૂપ કરમ ફળ જાણો; નિશ્ચય એક આણંદોરે;
ચેતનના પરિણામ ન ચુકે, ચેતન કહે જીન ચંદોરે. વા૦ ૪
પરિણામિ ચેતન પરીણામો, જ્ઞાન કરમ ફળ ભાવીરે,
જ્ઞાન કરમ ફળ ચેતન કહીયે, લેજો તેહ મનાવીરે. વા. ૫
આતમજ્ઞાની શ્રમણ કહાવે, બીજા તો દ્રવ્ય લિંગીરીરે;
વસ્તુ ગતે વસ્તુ પ્રકાશે, આનંદઘન મતિ સંગીરે, વા. ૬

## શાંતીનાથજીનું સ્તવન.

ધન દીન વેલા ધન ઘડી તેહ, અચીરાનો નંદન જીનજીભેટસ્યુંજી;
લહીસુરે સુખ દેખી સુખ ચંદ વીરહ વ્યથાનાં દુખ સવીમેટસ્યુંજી, ૧
જાણ્યોરે જેણે તુજ ગણ લેશ, બીજારે રસ તેહને મન નવી ગમેજી;
ચાખ્યોરે જેણે અમીલવલેશ, બુકસ તસ ન રૂચે કેમેજી. ૨
તુજ સમકીત રસ સવાદનો જાણ, પાપકુ ભમતે બહુ દીન સેવીઉજી;

સેવા જે કરમને જોગે તોહે, વાંછે તે સમકીત મૂત ધુરે લખ્યુંજી. ૩
તાહરૂં ધ્યાન તે સમકીત રૂપ તેહજ જ્ઞાનને ચારીત્ર તેહ છેજ;
તેહથીરે જાએ સઘળા પાપ, અચરીજ ભવીકા રૂપી પદ વરેજી; ૪
તાહરી ગત તું જાણે હો દેવ, સમરણ ભજન વાચક જશ કરેજી.

## મલ્લીનાથજીનું સ્તવન.

એક અંધારી ઓરડી. એ દેશી,

મીથીલા નયરીરે અવતર્યો, યાને કુંભ નરેશર નંદ;
લંછન સોહેરે કળશ તણું, તે નીલ વરણ સુખકંદ. ૧
મલી જીનેશ્વર મન વસ્યો, નેઉ ગણી સમ અરીહત.
કપટ ધરણનારે કારણથી, પ્રભુ કુમરી રૂપ ધરંત. મલી ૨
સહસ પંચાવનરે વરસ સુંણોરે આયું, તણું પરિમાણુ;
માત પ્રભાવતીએ ઉર ધર્યો પરવાસ ધનુષનું માન. મલી. ૩
સહસ પંચાવનયે સાધવીઓ, ને મુની ચાળીશ હજાર.
સમેત શીખરે મુગતી ગયા, ત્રીણ ભુવન આધાર. મલી. ૪
અડભવ ટાળીરે આપ થયા, જેમ બાંધી અવીહડ પ્રીત;
રામ વિજયના સાહીબાનીરે, છે અવિચળ એજ રીત. મલી. ૫

## નેમનાથજીનું સ્તવન.

આંતા જમાઈ પ્રહુણા એ દેશી.

નરખ્યો નેમી જીણંદરે, અરીહંતજી, રાજેમતી, કર્યો ત્યાગ.
ભગવતાજી.
બ્રહ્મચારી સંજમ ગ્રહ્યો, અરી૦ અનુક્રમે થયા વીતરાગ. ભગ૦ ૧
ચક્ર ચામર સિંહાસને અરી૦ પાઠ પીઠ સંકેત; ભગ૦
છત્ર ચાલે આકાશમાં અરી૦ દેવ દુદંભી વરતુત. ભગ૦ ૨
સહસ જોયણ ધ્વજ સોહતો, અરી પ્રભુ આગળ ચાલંત; ભગ.
કનક કમળ નવ ઉપરે, અરી. વીચરે પાય ઠવંત. ભગ૦ ૩
ચ્યાર મુખે દેઇ દેશના, અરી. ત્રીણ ગઢ ઝાક ઝમાળ; ભગ.

કેસરી ભસ્મ સુનાવા, અરી. વાધે નહી કોઈ કાળ — જગ૦ ૪
કાંટાપણ ઉંધા હોઈ, અરી. સર્વે લોક અનુકુળ — જગ.
ખટ રીતુ સમકાળે ફળે; અરી. વાયુ નહી પ્રતી કુલ — જગ. ૫
વાગુી સુગંધ સુર કુસુમની; અરી. વષ્ટી હોઈ શું રસાલ — જગ.
પંખી દેઈ સુપ્રદક્ષણા, અરી. વ્રક્ષ નમે અંતરાલ. — જગ. ૬
જીન ઉત્તમ પદ પદમની અરી૦ શેવા કરે સુર કોઈ. — જગ૦
ચાર નીકાયનાજ ધન્યથી, અરી૦ ચૈત્ય વ્રક્ષ તીમ જોઈ. — જગ૦ ૭

## સ્તવન. ૨

સામળીઓ ત્યાગીને હુંતો રાગી, વાલારે માગ સંજમ શું રઢ લાગી
સામળીઓ ત્યાગીને હુંતો રાગી. — ટેક.
વા. મારા નેમ નગીના રાગી વા. મા. સુંદર શ્યામ સોભાગી.
વા૦ મા. સંજમ લીએ વડ ભાગી. — સામળીઓ. ૨
વા૦ મા. ગઢ ગીરનારની ઘાટે, વામા. મોહન મળશે હવે વાટે.
વા૦ મા. જઈ હુંતો હાર મેલાવીશ માથે. — સામળીઓ. ૩
વા૦ મા. હવે રાજુલ નેમની પાસે, વા. મા. લીઓરે હવે સંજમઅતી
ઉલાસે; વા. મા. નેમનાથ પેહેલી શીવ જાશે. — સામળીઓ. ૪
વા૦ મા. દંપતી શીવસુખ મલીઓ, વા. મં. વીરહતાપાદીક ટળીઓ,
વા૦ મા. અગરો લગો ગુણ ભરીઓ. — સામળીઓ૦ ૫
વા૦ મા. કેહે દીપ સુણો એક મોરી, વા. મા. તુમે તારી રાજુલ
નારી; વાલા મારા તુમે હમને કરો મોહવારી. — સામળીઓ૦ ૬

## પાર્શ્વનાથજીનાં સ્તવન.

સજની મોરી પાસ જીનેશ્વર પુજોરે; સ. જગમાં દેવ ન દુજોરે;
સ, સારંગપુર શણગારરે, સ, પુજો દોય પ્રકારોરે,
સ, જીન પડિમા જયકારીરે સ, વારી જાઉ વાર હજારીરે. — આંકણી.
સ, ગણધર સુતે વખાણીરે, સ, સિદ્ધની ઉપમા આણીરે;
સ, સમકીતની વ્રદ્ધિ કારીરે, સ, તે કિમ જાશે નિવારી. — સ૦ ૨

જીનજી ચામર કેરી હાર, ચલંતી એમ કહેરે લોલ. મહારા૦
જીનજી નમે જે અમપરે તે ભવી, ઉરધગતી લહેરે લોલ, મહારા૦
જીનજી પાદ પીઠ સિંહાસન, વ્યંતર વારચ્યોરે લોલ. મહારા૦
જીનજી તીહાં બેસી જીનરાજ, ભવિ દેશના દીએરે લોલ. મહારા૦
જીનજી ભામંડળ સીર પુંઠે, સુરજ પરે તપેરે લોલ. મહારા૦
જીનજી નરખી હરખી દેવકે, તે ભવમાં અટેરે લોલ. મહારા૦
જીનજી દેવ દુંદભીનો નાદ, ગંભીર ગાજે ઘણોરે લોલ. મહારા૦
જીનજી ત્રણ છત્ર કહે તુજને, ત્રીભુવન પતીપણોરે લોલ. મહારા૦
જીનજી એ ઠકુરાઇ તુજને, બીજે નાહી ઘટેરે લોલ. મહારા૦
જીનજી રાગી દ્વેષી દેવકે, તે ભવમાં અટેરે લોલ. મહારા૦
જીનજી પુજક નિંદક દોયકે, તારે સમપણેરે લોલ. મહારા૦
જીનજી કમઠ ધરણપતી ઉપર, મન ચીત ગણેરે લોલ. મહારા૦
જીનજી પણ ઉત્તમ તુજ પાદ, પદમ સેવા કરેરે લોલ. મહારા૦
જીનજી તેહ સ્વભાવે ભવ્ય કે, સાગર તરેરે લોલ. મહારા૦

## મહાવીર સ્વામીનાં સ્તવન.

વીરજી સુણો એક વીનતી મોરી, વાત વીચારો તુમે ધણીરે.
વીર મને તારો મહાવીર મને તારો, ભવજળ પાર ઉતારોનેરે,
એ આંકણી

પરીભ્રમણ મેં અનંતારે કીધા, હજુએ ના આવ્યો છેહડોરે,
તુમે તો થયા પ્રભુ સિધ નીરંજન, હમે તો અનંતા ભવ ભમ્યારે,
વીર. ૧

તુમે હમે વાર અનંતી ભેળા, રમીઆ સંસારી પણેરે,
નેહ પ્રીત જો પુરણ પાળો, તો હમને તુમ સમ કરોરે. વીર. ૨
તુમ સમ હમને જોગ ન જાણો, તો કાંઇ થોડું દીએરે,
વીર. ૩

ઇંદ્ર જાળીઓ કહેતોરે આવ્યો, ગણધર પદ તેહને દીઓરે.
અરજુન માળી જે નર પાપી તેહને જીન ઉધર્યો.
વીર. ૪

ચંદનબાળાએ અડદના બાકુલ, પડીલાભ્યા તુમને પ્રભુરે,
તેહની સાહુની સાચારે કીધી, શીવવધુ સાથે ભેળવીરે, વીર. ૫
ચરણે ચંદકોશીયો ડશીયો, કલપ આઠમે તે ગયોરે;
ગુણ તો તમારા પ્રભુ મુખથી સુણીને આવી તુમ સનમુખ રહ્યોરે,
વીર. ૬
નીરંજન પ્રભુ નામ ધરાવો; તો સહુને સરખા ગણોરે;
ભેદ ભાવ પ્રભુ દૂર કરીને, મુજશું રમો એક મેકશુંરે, વીર. ૭
મોટા નાના તુમસીજ તારણ, હવે વીલંબ શાં કારણેરે.
જ્ઞાન તણા ભવના પાપ મોટાવે, વારીજાઉં વીર તોરા વારણેરે.
વીર. ૮

## સ્તવન. ૨

ગીરૂઆરે ગુણ તુમ તણા, શ્રી વર્ધમાન જીનરાયારે,
સુણતાં શ્રવણે અમી ઝરે, મહારી નર્મલ થાયે કાયારે, ગી ૧
તુંમ ગુણ ગંગા જળે, હુ ઝીલી નીરમળ ગાઉરે'
અવર ન ધંધે આદરૂં, નીશદીન તોરા ગુણ ગાઉરે, ગી. ૨
ઝીલ્યા જે ગંગાજલે, તે છીલર જલ નવી પેસેરે,
જે માલતી ફુલે મોહીઆ. તે બાહલ જઇ નવી બેસેરે. ગી. ૩
એમ એમ તુમ ગુણ ગોઠશું, રંગ રચ્યા ને વળી માચ્યારે;
તે કેમ પરસુર આદરે, જે પરનરી વશ રાચ્યારે. ગી ૪
તુ ગતી તું મતી આશરો, તું આલંબન મુજ પ્યારોરે;
વાચક જશ કહે માંયરે, તું જીવ જીવન આધારોરે. ગી ૫

## સ્તવન ૩

સીધારથનારે નંદન વીનવું, વીનતડી અવધાર:
ભવ મંડપમાંરે નાટક નાચીઓ, હવે મુજદાન દેવરાય. સીધા ૧
ત્રણ રત્ન મુજ આપો તાતજી, જેમ નાવે સંતાપ;
દાન દેઅંતાંરે પ્રભુ કોસર કેશી, આપો પદવી આપ; સીધા. ૨

ચરણ અંગુઠે તે મેરૂ કંપાવીઆ, મોડયાં સુરનાજ માન;
અષ્ટ કરમના તે ઝઘડા જીતવા, દીધાં વરશીદાન; શીવા. ૩
સાસન નાયક શીવ સુખ દાયક, ત્રીસલા કુંખ રતન;
સીધારથનો વંશ દીપાવીઓ, પ્રભુજી તમને ધન ધન. શીવા. ૪
વાચક શીખરે કીરતી વીજય ગુરૂ, પ્રણમું તાસ પસાય;
ધરમ તણાએ જીન ચોવીસમા, વીનય વીનય ગુણ ગાય. શીવા ૫

**સ્તવન. ૪**

ઢાળ—વિમળાચળ વેગે વધાવો એ દેશી.

ચઉમાશી પારણુ આવે, કરી વિનતી નીજ ઘેર જાવે;
પ્રીયા પુત્રને વાત જણાવે, પટકુલ જરી પથરાવેરે.
મહાવીર પ્રભુ ઘેર આવે, જીરણ શેઠ ભાવના ભાવેરે;
ઉભી શેરીએ જળ છંટકાવે, જાય કેતકી ફુલ બીછાવે,
નીજ ઘેર તોરણ બંધાવે, મેવા મીઠાઈ થાળ ભરાવે. મા ૨
અરિહાને દાનજ દીજે, દેતાં જે દેખી રીઝે,
ખટ માસિ રોગ હરિજે, સીજે દાયક ભવ લીજેરે, મા. ૩
જીનવર સનમુખ જાવું, મુજ મંદરીએ પધરાવું;
પારણું ભલી ભક્તિ કરાવું. જુગતે જીન પુજન રચાવુંરે. મા. ૪
પછે પ્રભુને વોળાવા જઈશું, કરજોડી સામા રહીશું;
નમી વંદી પાવન થઈશું, વીરતી અતી રંગે વહીશું. મા. ૫
દયા દાન ખીમા શીલ ધરશું, ઉપદેશ સજનને કરશું;
સત્ય જ્ઞાન દીશા અનુસરશું, અનુંકંપા લક્ષણ વરસ્યુંરે. મા. ૬
એમ જીરણ શેઠ વંદતાં, પરીણામની ધારે ચઢતાં;
શ્રાવકની સીમે ઠરંતાં, દેવ દુદુભી નાદ સુણતાંરે, મા. ૭
કરી આયુ પુરણ શુભ ભાવે, સુર લોક અચ્યુતે જાવે.
સાતા વેદની સુખ પાવે, શુભ વીર વચન રસ ગાવેરે. મા. ૮

**શ્રી મંદિર સ્વામીનાં સ્તવન.**

ઇડર આંબા આંબલીરે એ દેશી.

પુખલવઇ વિજયે જયોરે, નયરી પુંડરી ગણી સાર,

શ્રીસી મંધીર સાહેબારે, રાય શ્રીયાંસ કુમાર જીણુંદારાય ધરજ્યો.
ધર્મસ્નેહ૦ ૧

મોટા નાના અંતરોયે, ગીરૂઆ નવી દાખત;
શશી દરીસણ સાયર વધેરે કૈરવ વન વીકસંત. જીણુંદરાય૦ ૨
ઠામ કુઠામ ન લેખવેરે, જગ વરસંત જલધાર;
કરદોય કુસુમે વાસીયેરે છાયા સવી આધાર. જીણુંદારાય૦ ૩
રાયને રાંક સરખા ગણેરે ઉદ્યોતે શશી સુર,
ગંગાજલ તે બિહુ તણોરે, તાપ કરે સવી દુર. જીણુંદારાય૦ ૪
સરિખા સહુને તારવારે તીમ તુમો છો મહારાજ,
મુજસુ અંતર કિમ કરોરે, બાંહી ગહ્યાની લાજ. જીણુંદારાય૦ ૫
મુખ દેખિ ટીલું કરેરે, તે નવી હોય પરમાણ,
મુજરો માને સવી તણોરે, સાહિબ તેહ સુજાણ, જીણુંદારાય૦ ૬
વૃષભ લંછન માતા સતકીરે, નંદન રૂખમણી કંત;
વાચક જસ એમ વિનવેરે, ભય ભંજન ભગવંત. જીણુંદારાય૦ ૭

## સ્તવન ૨.

સુણો ચંદાજી શ્રી મંધીર પરમાતમ પાસે જાજ્યો.
મુજ વીનતડી પ્રેમ ધરીને એણિપરે તુમે સંભળાવજો.
જે ત્રણ્ય ભુવનનો નાયક છે. જસ ચોસઠ ઈંદ્ર પાયક છે;
નાણ દરિસણ જેહને ખાયક છે. સુણો૦ ૧
જસ કંચન વરણી કાયા છે, તસ ધોરી લંછન પાયા છે;
પુંડરીકગણી નગરીનો રાયા છે, સુણો૦ ૨
બાર પ્રખદા માંહે બીરાજે છે, જસ ચોત્રીસ અતીશય છાજે છે;
ગુણ પાંત્રીસ વાણી ગાજે છે. સુણો૦ ૩
ભવીજનને તે પડી બોહે છે, તુમ અધીક સીતલ ગુણ સોહે છે,
રૂપ દેખી ભવિજન મોહે છે. સુણો૦ ૪
તુમ સેવા કરવા રસીઓ છું પણ ભરતમાં દુર વસીઓ છું,
મહા મોહરાય કર ફસીઓ છું. સુણો૦ ૫

પણ સાહીબ ચીતમાં ધરીઓ છે, તુમ આણ ખડગકર ગ્રહીએ છે;
પણ કાંયક મુજથી ડરીઓ છે. સુણો૦ ૬
જીન ઉત્તમ પુંઠ હવે પુરો, કહે પદમવીજય થાઉ સુરો;
તો વાધ્ય મુજ મન અતિ નુરો. સુણો૦ ૭

## શ્રી સિદ્ધ ભગવાનનું સ્તવન.

સિદ્ધની શોભારે શી કહું એ આંકણી.

સિદ્ધ જગત શિરે શોભતા, રમતા આતિમરામ;
લક્ષ્મી લીલાની લેહેરમાં, સુખીયા છે શીવ ઠામ. સિ૦ ૧
મહાનંદ અમૃત પદ નમો, સિદ્ધિ કેવળ નામ;
અપુનર્ભવ બ્રહ્મ પદ વળી, અક્ષય સુખ વીશ્રામ. સિ૦ ૨
સશ્રય નિશ્રય અક્ષરા દુ:ચ સમસ્તની હાણ;
નિવૃતી અપ વર્ગતા, મોક્ષ મુગતી નીરવાણ. સિ૦ ૩
અચલ મહોદય યદ લહ્યું, જોતાં જગતના ઠાઠ;
નીજ નીજ રૂપેરે જુજુઆ, વિચાં કર્મ તે આઠ. સિ૦ ૪
અગુરૂ લઘુ અવગાહના, નામે વિકસેં વદન;
શ્રી શુભ વીરને વંદતાં, રહિએ સુખમાં મગન્ન. સિ૦ ૫

## શ્રી બાહુજીનું સ્તવન.

સાહેબ બાહુ જીનેશ્વર વીનવુ, વીનતડી અવધાર હો;
સાહેબ ભવ ભયથી હું ઉભગો, હવે ભવપાર ઉતાર હો. સા બા૦
સાહેબ તુમ સરીખા મુજ સીર છતે, કેમ કરે કર્મ જોર હો;
સાહેબ ભુજંગ તણો ભય તીહાં નહી, જીહાં વન વીચરે મોર હો;
સાહેબ જીહાં રવી તેજે જહહળે, તીહાં કીમ રહે અંધકાર હો;
સાહેબ કેશરી જહાં ક્રીડા કરે તીહાં નહી ગજનો પ્રચાર હો; સા૦
સાહેબ તીમ જો તુમે મુજ મન રમો, તો નાસે દુરીત સંભાર હો;
સાહેબ વજ્રવીજય સુશીમાપુરી, રાય સુગ્રીવ મલ્હાર હો. સા. બા.

સાહેબ હરણ લંછન એમ મેં સ્તવ્યો, મોહની રાણીનો કંતહો;
સાહેબ વિજ્યાનંદન મુજ કીયો, જસ કહે ગખ અનંતહો. સા૦

## દીવાળીનાં સ્તવન.

(ચીત ચોખે ચોરી નવ કરીએ. એ દેશી.)

રમત ગમતી હમુન સાહેલી, બીહુ મળી લીજીએ એક તાળી;
સખી આજ અનોપમ દીવાળી;
લીલ વિલાસે પુરણ માસે, પોસ દશમ નીશી રઢીઆળી સ૦ ૧
પશુ પંખી વનગીયા વવાશી, તે પણ સુખીયાં સમકાળી સ૦
ઓગણી ગતે ઘર ઘર ઓછવશે, સુખીયાં જગતમાં નરનારી; સ૦ ૨
ઉત્તમ ગ્રહ વીશાખા જોગે, જનમ્યા પ્રભુજી જયકારી, સખી૦
સાતે નરકે થયાં અજવાળાં, થાવરને પણ સુખકારી; સખી૦ ૩
માત નમી આઠ દીગ કુમરી, અધો લોક વસનારી; સખી૦
સુતી ઘર ઈશાને કરતી, જોજન એક અસૂચી ટાળી, સખી૦ ૪
ઉર્ધ્વ લોકની આઠ કુમારી, વરસાવે જળ કુસુમાળી સખી
પૂરવ રૂચક આઠ દર્પણ ધરતી, દક્ષણની અડ કલસાળી. સખી૦ ૫
અડ પછિમની પંખા ધરતી, ઉત્તમ આઠ ચમર ઢાળી. સખી૦
વીદીશિની ચઉદીપ ધરંતી, રૂચક દીપની ચઉ બાળી. સખી ૬
કેળ તણાં ઘર ત્રણ કરીને, મરદન સ્નાન અલંકારી, સખી૦
રક્ષા પોટલી બાંધી બાહુને, મંદિર મેહ્યાં સણગારી, સખી૦ ૭
પ્રભુ મુખકમળે અમરી ભમરી, રાસ રમંતી લટકારી. સખી૦
પ્રભુ માતા જગતની માતા. જગ દીપકની ધરનારી; સખી૦ ૮
માજી તુમ નંદન ઘણું જીવો, ઉત્તમ જીવને ઉપગારી. સખી૦
છપ્પનદિગ કુમરી ગુણ ગાતી, શ્રી શુભવીર વચનશાળી. સખી૦ ૯

## સ્તવન. ૨

( વાલાજીની વાટડી અમે જોતાંરે એ દેશી. )

જય જીનવર જગ હિતકારીરે, કરે સેવા સુર અવતારીરે,
ગૌતમ પમુહા ગણધારી, સનેહી વરજી જયકારી. જ

અતરંગ રીપુને ત્રાશેરે, તપ કોપા ટોપે નિવાસરે;
લહ્યું કેવળ નાંણ ઉલાસે. સ્નેહી ૨
કુકીલકે વાદ વદાયરે, પણ જીન સાથે ન ઘરાયરે;
તીણે હરી લંછન પ્રભુ પાય; સ્નેહી, ૩
સવિ સુર વડુ થેઈકારારે, જળ પંકજની પરે ન્યારારે;
તજી તૃષ્ણા ભોગ વીકારા, સ્નેહી ૪
પ્રભુ દેશના અમૃત ધારારે, જીન ધર્મ વિષે રથ કારારે;
જેણે તાર્યો મેઘ કુમાર; સ્નેહી ૫
ગૌતમને કેવળ આલીરે, વર્યા સાંતીએ શિવ વરમાળીરે;
કરે ઉત્તમ લોક દીવાળી; સ્નેહી ૬
અતરંગ અલછની વારીરે; શુભ સજ્જનને ઉપગારીરે;
કહે વીર પ્રભુ હિતકારી; સ્નેહી ૭

## સ્તવન ૩

ધન ધન મંગળરે સકલ દીન, પુજી પ્રભાતે ચાલ:
આજ માંરે દીવાળી અજવાળી ૧
ગાવો ગીત વધાવો ગુરૂને, મોતીડે થાળ પુરાવો,
ચાર ચાર અંગે ચતુર સોભાગણ, ચરણ કમળ ચીત સારીરે: આજ૦ ૨
ધનધુવો ધન તેરશ દીન, કાલે કાળી ચઉદશ.
આપ હણીજે પોસો કીજે, કર્મ મેલા સર્વે ટાળીરે. આજ૦ ૩
અમાસ તો પરવ દીવાળી, ફરતી ઝાક ઝમાળી:
ઘેર ઘેરતો દીવડીઆ ઝાકે, રાત દીસે અજવાળી. આજ૦ ૪
અમાસની પાછલી રાતે, અષ્ટ કર્મ ક્ષય ટાળી.
શ્રી મહાવીર નીરવાણે પહોત્યા, અજરામર સુખકારારીરે. આજ૦ ૫
પડવે તો વળી જુહાર પટોળાં, એ રીત રૂડી સારી.
ગુરૂ ગઉત્તમના ચરણ પખાળી, રોજ પામી રહીઆળીરે. આજ૦ ૬
બીજે તો વળી ભાવલ બીજ, બેનરડી અતિ વાહાલી.
એ પાંચદીન હોએરે પનોતા, એવે હરખે ગાઇરે, આજ૦ ૭

હરખ વીજેના પંડિત બોલે, કરોને સેવ સુવાલી,
રૂપચંદજેના પંડિતબોલે, જે જે વાજે તાળી. આનંદ૦ ૮

### સ્તવન ૪.

મારે દીવાળીરે થઇ આજ પ્રભુ મુખ જોવાને,
સર્યાં સર્યાંરે સેવકનાં કાજ, ભવ દુખ ખોવાને. ટેક.
મહાવીર સ્વામી મુગતે પહોત્યા, ગૌતમ કેવળ ગ્નાતરે.
ધન અમાસ દીવાળી મારે, વિર પ્રભુ નિરવાણ. જિન૦ ૧
ચારીત પાળ્યા નિરમળાને ટાળ્યા વિષય કષાકરે
એવા મુનીને વંદીએ તો, ઉતારે ભવપાર. જિન૦ ૨
બાકુળા વોહરયા વિરજીને. તારી ચંદન બાળારે,
કેવળ લહી પ્રભુ મુક્તે પોહોત્યા, પામ્યા ભવનો પાર; જિ૦ ૩
એવા મુનિને વંદિએ જે, પંચ ગ્નાને ધરતારે.
સમવસરણ દેઇ દેસનારે, પ્રભુ તાર્યા નરરે નાર. જિન૦ ૪
ચોવીસમા જીનેસરને, મુગતી તણા દાતારરે;
કુરજી કવિ એમ ભણેરે, પ્રભુ દુનિયા ફેરો ટાળ જિન. ૫

---

## પરચુરણસ્તવનો.

### સ્તવન ૧.

જગત ગુરૂ જીનવર જયકારી, શેવા તુમે ભાવ નરનારી;
આશારે એની ચોરાશી વારી, જગત ગુરૂ એ આંકણી. ટેક. ૧
જળશીદન કુસુમે કરીએ, ધુપ દીપ અક્ષત ભરીએ.
નૈવેદ ફળ આગળ ધરીએ. જગત૦ ૨
થૈઇ થૈઇ ભાવ પૂજા સારી, નાટક ગીતને મનોહરી;
તીયાં સુધી કરો હીતકારી. જગત૦ ૩
ભાવથી દીવ્ય પુજા કરશે, તે ભવ સાગરને તરસે:
સરસ શીવ સુંકરીને વરશે; જગત. ૪

વીસ ઉદ્દેસાથી સાર, સૂરતનીરી થશે મનોહાર;
ભણી લહો રૂપ વીજ્યપાર. જગત ૫

## સ્તવન ૨.

વાલાજી અમૃત પાછ ફિરર્યાં, વાલાજી મારે અમનેરે. એ દેશી.

આવો આવો જશોદાના કંથ, અમ ઘેર આવોરે;
ભગતી વત્સલ ભગવંત નાથ શે નાવોરે,
એમ ચંદનબાળાને બોલડે પ્રભુ આવીરે.
મુકી બાકુળ માટે પાછા વળી બોલાવીરે. આવો. ૧
સંકેત કરીને સ્વામી ગયા તમે વનમાંરે.
થયા કેવળ કેવળી શોધ. ધરી ધ્યાન મનમાંરે;
એમ કેશર કેરા કીચ કરીને પુજ્યુરે,
તોએ પહેલેવ્રત અતિચાર થયા હું પુજ્યુરે. આવો. ૨
જીવ હિંસાના પંચખાણ ગુણથી કરીએરે.
દુવીહ તીવેહનો પાઠ સદા અનુસરીએરે;
સારી ઓળો વિદલનીશી ભક્ષ ડીંગા ટાળુંરે
નવા તિર્થા કેરો જીવ દયા નિત પાળુંરે. આવો. ૩
દશ ચંદરવા દશ ઠામ બાંધી રહીએરે.
જીવ જાએ એહવી વાત તેને ન કહીએરે;
વધ બંધનને છ વીછેદ ભાર ન ભરીએરે,
ભાતપાનીનો વીછેદ પશુને ન કરીએરે. આવો. ૪
લોકીક દેવ ગુરૂ મીથ્યાત ત્યાગી બેહરે,
તુમ આગળ સુણતાં આજ હોય વીછેદરે;
ચોમાસે પણ બહુ કાજ જયણા પાળુંરે,
પગલે પગલે મહારાજ વ્રત અજવાળુંરે. આવો. ૫
એક સાસ માંહી સોવાર સમરૂં તમનેરે,
ચંદનબાળા જેવું સાર આપો અમનેરે;
માફી હરીબળ ફળદાય એ વ્રત પાળીરે,
શુભ વીર ચરણ સુપસાય નિત્ય દીવાળીરે. આવો. ૬

## સ્તવન. ૩

( સુણ ગોવાલણી ગોરસડાં વાળીરે ઉભી રહેને. એ દેશી. )

હો સાહિબજી પરમાતમ પુજ્યાનું ફળ મુજ આપો.
હો સાહિબજી લાભિણી પુજારે સૌ ફળ નાપો. એ આંકણી.
ઉત્તમ ઉતમફળ હું લાવું, અરિહાને આગળ ધરાવું,
આગમ વિધી પુજન નિપાવું, ઉભા રહીને ભાવના ભાવું. હો. ૧
જિનવર જિન આગમ એક રૂપે, સેવંતાં ન પડો ભવ કુપે;
આગમન ફળ તેહનાં કહીએ. આ ભવમાંહી સુખીયાં થઈએ. હો. ૨
પરભવ સુરલોકે તે જાવે, ઇંદ્રાદિક અગ્રગુણગાવે,
તેમાં પણ જિન પુજા નિપાવે, ઉત્તમ કુળમાં જઈ ઉપજાવે. હો. ૩
તાહાં સજ્જન સિદ્ધ પરિકર રંગે. આગમ સુણતાં સદ્ગુરૂ સંગે.
આગમ શું રાગ ઘણી ધરતાં. જિન આગમ પુજા કરતાં. હો. ૪
સિદ્ધાંત લખાવીને પુંજે, તસ કર્મ સકળ દુરે ધ્રુજે,
એમ કેશર સગુણ ધરમ પામી, શુભ વિ૦ મળે જન સિથા. હો. ૫

## સ્તવન. ૪

ઢાળ રાગ સારંગ. હાયક વશીયા. એ દેશી.

સમવસરણ સુરવર રચેરે, પુજા ફુલ અશેસ, સાહીબ શીવ વશીયા.
રાયપસેણી સુત્રમાંરે, ધરે સુર અભીશેસ, સા. ૧
પુજ્યની પુજા તીમ કરીરે, કરૂં આશા પરીમાણ. સા.
ચાર દશા વિમળાત્મારે, હિંસાએ પચખાણ. સા. ૨
આશા કરૂં અરીહા તણીરે, પંચ તજી અતીચાર. સા.
તુંમ સરીખો દાતો નહીરે, જગમાં દેવ દયાળ. સા. ૩
વરશી વરસ્યા તે સમેરે, વીપ્ર ગયો પરદેશ. સા.
સંજમ દેઇ સુખીયો કર્યોરે, લાખીણો દેઇ ભેશ. સા. ૪
હું પણ તે દીન કેઇ ગતીરે, કે વળી જબ જીનરાજ સા.
સાસન દેખી તાહરૂંરે, આવ્યો તુમ શીર લાજ. સા. ૫

એ વ્રતથી શીવ સુખ લહીરે, જીમ મહાનંદ કુમાર. સા.
શ્રી શુભ વીર જીનેશ્વરૂ રે, અમને પણ આધાર. સા. ૬

### સ્તવન. ૫

વંદાવનના શીવકા. એ દેશી.

એ વ્રત જગમાં દીવો મેરે પ્યારે, એ વ્રત જગમાં દીવો.
પરમાતમ પુછીને લીધીશું ગુરૂ આગળ વ્રત લીજે,
અતીચાર પણ દુર કરીને, પરદારા દુર કીજે, મેરે પ્યારે
નીજ નારી સંતોષી શ્રાવક, અણુંવ્રત ચોથું પાળે.
દેવ તીરીયંચ નરનારી નજરે, રૂપરંગ નવી નવી ભાળે, મેરે પ્યારે. …
વ્રતને પીડા કામની ક્રિડા દુરગતી જે બાળા;
નાસાર્વાણ નારી પણ રંગે. પંચાસકમાં ટાળી મેરે પ્યારે ૨
વીધવા નારી બાળકુમારી. વેશ્યા પણ પરજાતી:
રંગે રાતી દુરબળ છાતી, નરમાણ એ કાતી. મેરે પ્યારે. …
પરનારી હેતે શ્રાવકને, નવ વાડગો નીરધારી;
નારાયણ ચેડા મહારાજે, કન્યાદાન નીવારી, મેરે પ્યારે …
ભરતરાયને રાજ્ય ભળાવી, રામ રહ્યા વનવાસે:
ખર દુખણ નારી ન સ્વીકારી, દેખી ન પડયા પાસે. મે. પ્યા …
દશ શીશ રાવણ રણમાં રોળ્યો. સીતા સતીમાં મોટી;
સર્વે થકી જો બ્રહ્મવ્રત પાળે. નાવે દાન હેમ કોટી. મેરે પ્યા. ૬
વૈતરણીના વેદના માંહે, વ્રતભાગે તે પેસે;
વીરતીને પરણામ કરીને. ઈંદ્ર સભામાં બેસે. મેરે પ્યારે ૭
મદીરા માંસથી વેદ પુરાણે, પાપ ઘણું પરદારા.
ચૌદ કંન્યા રંડાપણુ અંધા, વ્રત ભંજક અવતારા. મેરે પ્યારે.૮
વ્રત સંભાળે પાપ પખાળે, સુરતરૂ વંછીત સાધો;
કલ્પતરૂ ફળદાયક એ વ્રત; જગ જશ કીરતી વાધે. મેરે. ૯
શમે અંગે બત્રીસ ઉપમ, શીળવતી વ્રત પાળી;
નાથ નીહાળી ચરણે આવ્યો, નેહ નજર તુમ ભાળી. મેરે. ૧૦

હાથી મુકશે દાણો નીકશે, કીડી કુંટુંબ સહુ ખાવે;
શ્રી શુભવીર જીનેશ્વર સાહીબ, શોભા અમગીર પાવે. મેરે. ૧૧

## સ્તવન. ૬

મારા આંબાના માંડવલા હેઠ. એ દેશી.

મન પાહનજી જગ તાત, વાત સુણો જીન રાજજીરે;
નવી મળીઓ આ સંસાર. તુમ સરીખો શ્રી નાથજીરે;
કુશ્નાગર ધુંપ દશાંગ, ઉખેવી કરૂ વીનતીરે.
તૃશ્ના તરૂણી રસ લીન, હું રઝળ્યો ચારે ગતીરે,
તથાચ તરૂનાં મુળ, રાખી રહ્યા ધન ઉપરેરે;
પંચેંદ્રી ફણીવર રૂપ, ધન દેખી મમતા કરેરે. મન મોહ. ૧
સુર લોભી છે સંસાર, સંસારી ધન સંહરેરે;
ત્રીજે ભવ સમરાદીત્ય, સાધું ચરીત્રને સાંભળેરે.
નરભવ માંહે ધન કાજ, ઝાઝ ચઢ્યો રણમાં રડ્યોરે;
નય સેવા મુકી લાજ. રાજ્ય રસે રણમાં પડ્યોરે. મન૦ ૨
સંસાર માંહી એક સાર, જાણી કંચન કામનીરે;
ન ગણી જપમાળા એક, નાથ નીરંજન નામનીરે.
ભાગ્યે મળીયા ભગવાન, અવસર પામી વ્રત આદરૂરે;
ગયો નરકે મમન શેઠ, સાંભળી લોભથી ઉસરૂરે. મનમો. ૩
નવ વીધ પરીગ્રહ પરીમાણ, આણંદીકની પરેરે;
અથવા ઇચ્છા પરીમાણ. ધન ધન્નદીક ઉચરેરે.
વળી સામાન્ય ખટ ભેટ, ઉંત્તર ચોસઠ દાખીયારે;
દશ વૈકાળીક નીર જુક્તિ, ભેદબહુ ગુરૂ ભાખીયારે. મન. ૪
પરીમાણી અધીકું હોય, તો તીરથે જઇ વાવરોરે;
રોકાએ ભવનું પાપ, છાપ ખરી જીનની ધરોરે.
ધન શેઠ ધરી ધનમાન, ચીત્રાવેલીને પરીહરીરે;
સુભ વીર પ્રભુને ધ્યાન, સંતોષે શીવ સુંદરીરે. મન મો. ૫

## સ્તવન ૭.

ઢાળ—ભમરા ભુંવરસેં નાચ્યો. એ દેશી.

ઉત્તમ કુળ પુન્ય કીજે, મુનીને દાન સદા દીજે,
બારમે વ્રત લાવા લીજેરે, શ્રાવક વ્રત સુર તરૂ ફળીયો.
મન મોહન મેળા મળીઆ. શ્રાવક૦ ૧
દેશી કાળ સરખા જાણીએ, ઉત્તમ પારણું દાન દીજે;
તેહમાં પણ નવી ઓની ચરીએ. શ્રાવક૦ ૨
વીનતી કરી મુનીને લાવે, મુની એષણ આસણ હાવે;
પડીલાભે પોતે ભાવેરે. શ્રાવક૦ ૩
દસ ડગલાં પુંઠે જાવે, મુની દાને જે નવી આવે;
વ્રતધારી તે નવી ખાવે. શ્રાવક૦ ૪
મુની અકૃત જમે દાસી દેખી, પોસહ પારણું વીધી ભાખી;
ધર્મદાસ ગણી છે સાખી. શ્રાવક૦ ૫
એકાદશ પડીમા વહીયા, સુર ઉપસર્ગ નવી પડીયાં;
કામદેવ પ્રભુ મુખ ચડીઆ. શ્રાવક૦ ૬
ગુણકર શેઠ ગયા મુગતે, હું પણ પાળું એ જુગતે;
શ્રી શુભ વીર પ્રભુ ભકતેરે. શ્રાવક૦ ૭

## સ્તવન ૮.

ઢાળ—અનીહાંરે વાલાજી વાય છે વાંસળીરે, એ દેશી,

અનીહાંરે ધુપ ધરો જીન આગળે રે,
કૃષ્ણાગર ધુપ દશાંગ શ્રેણી ભલી ગુણ ઠાણનીરે;
અનીહાંરે ધુપધાણું તે રયણે જડયું રે,
ઘડયું જાત્યમય કનકાંગ. શ્રેણી૦ ધુપ ધરો. ૧
અનીહાંરે મુનીવર રૂપ ન દાખવેરે,
થાતી બંધ પુરૂષની રીત. શ્રેણી૦
અનીહાંરે બંદોદય ગુણ ઠાણે પંચમેરે;

હવે ખાયક શ્રેણી વદીત્ત. શ્રેણી૦ ધુપ ધરો. ૨
અનીહાંરે શોલ સામંતને બોળવીરે.
વચે ઘેરી હણ્યા લહી લાગ. શ્રેણી૦
અનીહાંરે નાઠા આઠે સેનાપતીરે.
નવ માન બીજે ભાગ. શ્રેણી૦ ધુપ. ૩
અનીહાંરે ચકિમાશા લગે એ રહેરે,
મરણે નરની ગતી જાણુ; શ્રેણી૦
અનીહાંરે રજરેખા સમ ક્રોધ છેરે,
કંઠ થંભ સમાણે માન. શ્રેણી૦ ધુપ. ૪
અનીહાંરે માયા ગોમૂત્ર સારખીરે,
છે લોભ તે ખંજણ રંગ; શ્રેણી.
અનીહાંરે મુનીવર મોહ તે સાચવેરે,
રહી શ્રી શુભ વીરને સંગ. શ્રેણી. ધુપ. ૫

## વસંત.

વસંત પંચમીને નકિતમ નક્ષત્ર. લમલીઓ નીરધાર લલના હો મેરી લલનારે, આવ્યો આવ્યો મારા વસંત, વસંતર વીવા આહર્યો હો. સૌ સજન મળી તોરણ આવે. પશુડે માંડયા પોકાર. વસંતર વીવા. ૧ લીલા પીળાવાંસ રંગાવો ચોરી ચિતરાવો ચાર લલના; ભાવે તે દેવતા વદ ભણે છે મગળ ગાવે તે સાખિઓ ચ્યાર વસંત. ૨ આઠ ભવની હું નારી તમારી સોરે હમારો વાંક. લલના, ભવો ભવની હું દાશી તુંમારી, કાળો છે કામણગારો વસંત. ૩ નેમજી હૈયામાં ક્રોધે ભરાણા, સંસારમાં નહીં સાર લલના; રથ વાળી નેમ ગીરનારે ચાલ્યા રોતી રહે રાજુલનાર. વશંત ૪ રાજુલ ચાલ્યાં સંજમ લેવા, જઇ ચડયાં ઘડ ગીરનાર. લલના. કરજોરી ઉત્તમ પાયે લાગુ, સાચોછે દીન દયાલ. વસંત. ૫.

## પરચુરણ નાનાં સ્તવનો.

### પદ ૧.

રહો રહોરે જાદવરાએ દોએ ઘડીયાં. દોએ ઘડીઆંઅરે ચાર ઘડીયાં.

રહો રહોરે, આંકણી. પ્રેમકા પ્યાલા બોહોત મશાલા, પીવત મધુરી ગેલડી-યાં, રહો. ૧ હાથશું હાથ મીલાઇ દીયો સાહી, ફુલડા બીછાવું શેજડીયાં. રહો. ૨ રાજુલ છોડી ચલે ગીરનારે, દીપતા મોહન વેલડીયાં રહો. ૩ રૂ-પચંદ કહે નાથ નિરંજન, મુક્તિ વધુ ગુણમેલડીયાં રહો૦ ૪.

### પદ ૨.

કિરપા કરોરે ગોડીપાસ જીનેશ્વર, તુમ સ્વામી અંતરજામીરે ટેક. ઉચે નીચે ગઢપર પાસજી બીરાજે, ચારે તરફ ઝાની ઝાની. કિપા. ૧ લીલ વરણુ તોરે અંગ બીરાજે, બદનોકી બનકે બલીહારી. કિરપા. ૨ બાંહે બાજુપર બેરખાં બીરાજે, કુંડળકી છબી હે ન્યારી. કિરપા. ૩ ધુરત ધુ-ત મે પ્રભુ પાયો. પુરણ પદવી અબ પાઇ. કિરપા. ૪ નાથ નિરંજન નામ તુમારો, રૂપચંદ પદવી પાઇ. કિરપા. ૫

### પદ ૩.

લગી તેરે દરસનકી ખુમારીયાં, લગી તેરે. ટેક,
ભાંગ ધંતુરો મુને કેફ ન ભાવે, બીન કેફ ચુધ બીસારીઆરે
લાગી ઝાનકે બાન ભરી ભરી મારે મારી મોહે પ્રેમકી
કટારીઆરે. લાગી. ૨ તુહી તુહી કરતાં મધન ભઓ હે;
રૂપચંદ પીયા વારીયારે લાગી.

### પદ ૪.

કીને દેખા હે મેરા સ્વામી, સ્વામીજી અંતરજામીરે. કીને. ટેક.
આઠ ભવકી પ્રીત પ્રકાશી, નવમે ગયા શીવ ગામીરે. કીને. ૧
સેસાવનકી કુંજ ગલનમે, મળ્યા મુને અંતરજામીરે. કીને. ૨
આપ ચલે ગીરનાર કે ઉપર, નારી તારી કેવળ પામીરે. કીને. ૩
કહે નથુ નેમ નગીનો, કહું છું આજ શીર નાંમીરે, કીને. ૪

### પદ ૫.

જુવો મોરી સઇયાં, દીપે ગોડીઆજી કેવારે. ટેક.
બરખડીએ પ્રભુ આપ બીરાજે, છાજે દેવાધીદેવારે. જુવો૦ ૧

કેસરચંદન ભરીરે કચોળાં, ભેળી શુભ ગંધ ઘરાસરે. જુવો. ૨
આંગી રચૈ મોગર જાસુસકી, પુજા કરોને નવ અંગરે, જુવો. ૩
નથુ કલ્યાણ કવી દીપનાં શ્રાવક, કહે સરધાથી સમકીત પાવુરે. જુ. ૪

પદ ૬.

લેતા જાઓરે સામળીઆ બીડી પાનનકી,
બીડી પાનનકીરે, દીલ જાનનકી. લેતા જાઓરે૦ ટેક.
કથ્થારે ચુના લવીંગ સોપારી, વારી તેરા દીલ જાનનકી. લેતા૦ ૧
તાલ મરદંગ સરણાઈ સનોહા, બાજી બની રંગ તાનનકી. લેતા૦ ૨
એલાયનકી કુંજ ગલનમે લાગી ઝરી શુભ ધ્યાનનકી. લેતા૦ ૩
કહે નથુ પ્રથમ પ્રકાશીન, હુ બલીહારી કેવળ ગ્નાનનકી. લેતા૦ ૪

પદ ૭.

બેર બેર નહી આવે અવસર, બેર બેર નહી આવે ટેક.
જ્યું જાણે ત્યું કરલે ભલાઈ, જનમ જનમ સુખ પાવે. અવસર૦ ૧
તન ધન જોબન સબહી જુઠો, પ્રાણ પલકમે જાવે. અવસર૦ ૨
તન છુટે ધન કોણ કામકો, કાયકુ કૃપણ કહાવે. અવસર૦ ૩
જાકો દીલમે સાચ બસતહે, તાકુ જુઠ ન ભાવે. અવસર૦ ૪
આણંદઘન, પ્રભુ ચલત પંથમે, સમર સમર ગુણ ગાવે. અવસર૦ ૫

પદ ૮.

ગજલ—રાજુલ પોકારે નેમ પીયા એશી કયા કરી, મુજે
છોડકે ચલે ચુક અમશે કયા પડી; રાજુલ૦ ટુક
શકી નીરાશ ઉદાસીનતા ઘડી. પ્યારા બસ નહી અમેરા
પ્રીતમ પીડમેં પડી, શંગ લીજીએ દયાળ દયા ધર્મ આદરી.
રાજુલ૦ ૩ નિશદીન તુમેરા નામ કે તે ગ્નાનકી ઘરી; મુની
ચંદ્રવીજે ચર્ણ કમળ ચીતમે ધરી. રાજુલ૦ ૪

પદ ૯.

હાંરે પ્રભુ ભજલે સદા દીલ રાજી, આંકણી. આઠ પોહોરકી ચોસઠ

ઘડીયાં દો જીન સાઉરે હાંરે૦ ૧ ધ્યાન મુનકછુ ધર્મ કરલે, મ્હોમાયાકુ ત્યા-ગીરે હાંરે૦ ૨ આણંદ ઘન કહે સમજ સમજ લે, આખર ખોવેગા બા-જી. હાંરે૦ ૩

પદ ૧૦.

બીરાજતે જંગલમે, બીરાજત મહોરમે; પ્રભુ ગોડીયા હો.
પારશનાથ બી. ચુવા ચુવા ચદન ઓર અગરજા. ટેક
કેસરમે ગરકાવ બી. ૧ રત્નો તેકા પ્રભુજીકે છત્ર બીરાજે,
મોતિયકા તપેરે સિલાટ. બી૦ ૨ ભવસાગર મેથી આએ પડ્યો
બાંહ પકડ મુજ તાર, બી૦ ૩ રૂપચંદ કહે નાથ નિરંજન. તરણ
તારણ મુજ તાર, બી૦ ૪

પદ. ૧૧

કેરબો—ભલાજી મેરા નેમ ચલા ગીરનાર એકેલી બનનસે. ગં-રાજુલ ઉભી અરજ કરે છે. ભલાજી મેરી અરજ સુનો મહારાજ. એકલી ૧ તોરણ આએ ચલે રથ ફેરી, ભલાજી જીવાંતો પસુવાનકી સુની કે પો કાર. એકલી. ૨ સેસાવનકી કુંજ ગલનમે, ભલાજી વાતો પંચ માહાવ્ર ધાર, એકલી૦ ૩ હરખચંદપ્રભુ રાજુલ વીનવે, ભલાજી મેરા હરત મુગ્તી મો વાસ. એકલી૦ ૪

પદ. ૧૨

રાગ ખીમાશ—પ્રભુજીકો દરિશન પાયો, આજ મેં પ્રભુજીકો દરિ-સન પાયો. ટેક વંછીત પુરણ પાશ ચીંતામણી; દેખત દુરીત ગમાયો, આ-જ. ૧ મોહની મુરત મહીમા સાગર; કીરતી સબ જુગ છાઓ. આ. ૨ ભાનુચંદ પ્રભુ શકળ સંગકુ, આનંદ અધીક ઉપાયો. આજ૦ ૩

પદ. ૧૩

નિરંજન સાહીબારે સાહી, મેરા દુકશા મુજરા લેત ટેક.
તુમઓ તિરથકા દેવતારે, અમ ગીરીવરકા મોર.
રૂમઝુમ રૂમઝુમ મેહલા બરસે, કાંઇ ઠમ ઠમ નાચે મોર. ની. ૧

અમ ગુણ કાળી કોયલીરે; પ્રભુ ગુણ આંબા મોહોર;
મજરો કરે જેરગો, કાંઇ કરતો લાવ્યાં શોર, નિરંજન. ૩
તુમ ઓ અમર હોતારે, અમ કેશરકા છોડ;
કંચન કચોલો લેઇ હાથમાં, કરી પુજન કરૂ રંગરોળ. નિરંજન. ૪
તુમ ઓ માતનકી ઓ લળીરે, અમગુણ ઉંડા મોર;
રૂપચંદકો આનંદઘન હે, દીવભર દરીશન દો. નિરંજન૦ ૫

## પદ. ૧૪

આજ રંગે હોલ બાગમાં, સુણ પ્યારા જીનજી. આંકણી. સુન સુન
કળીઓ તારી ચરણે ચહાનું ગુણ અનંતા તારે રાગમે સુન૦ ૧
મરુદેવી નંદન આદી જીનેશ્વર, બલ અનંતા તારા રાગમે, સુન૦ ૨
આનંદ કહે નાથ નિરંજન, લીક્ષીત મન કાગમે. સુન૦ ૩

## પદ. ૧૫

અવધુ સો જોગી ગુરૂ મેરા, ઉસ પદકા કરે નીવેડા. અ૦ ટેક
તરવર એક મુલ બીન છાયા. બિનફુલે ફળ લાગ્યા;
સાખા પત્ર નહી કછુ ઉનકું, અમ્ર ગગને લાગા, અ૦ ૧
તરવર એક પછિ દોઉ બેઠે, એક ગુરૂ એક ચેલા;
ચેલેને જુગ ચણ ચુણ ખાયા, ગુરૂ નીરંતર ખેલા. અ૦ ૨
ગગન મંડલમે અધબિચ કુવા, ઉહાં હે અમીકા વાસા;
સુગરા હોએ સો ભર ભર પીવે, નુગરા જાવે પીયાસા, અ૦ ૩
ગગન મંડળમે ગઉ બિહાની, ધરતી દુધ જમાયા;
માખન થા સો વિરલા પાયા, છાશ જગત ભરમાયા. અ૦ ૪
થડ બિના પત્ર પત્ર બિના તુંબા બીના જીભ્યા ગુણ ગાવે;
ગાવણ વાલેકુ રૂપ ન રેખા, સદગુરૂ સોહી બતાવે. અ૦ ૫
આતમ અનુભવ બીના નહી જાને, અંતર જોત જગાવે,
ઘટ અંતર પરખે સોહી મુરત, આનંદઘન પાવે. અ૦ ૬

## પદ. ૧૬

રાગ સામેરી—કુંમ કુંમને પગલે, પધારો રાજ કુમકુમને પગલે. ટેક.

### પદ ૨૪.

મુખડલા મટકે, હેજી તમારા મુખડલાને મટકે આ૦
અધુર પ્રવાલી હસીને જુઓછો મન હરી લ્યોછો લટકે; હો. ૧
ભ્રકુટી બાણ મારોછો મોહાનાં, કાળજા વચ્ચે ખટકે; હો. ૨
વશીકરણ વિદ્યા વસાવી છે નેણમાં, તુમ ચરણે ચીત અટકે; હો. ૩
સુરશશીનાવાલા રશીક શીરોમણ સાહેબ આવેછે તેમ ચટકે. હો. ૪

### પદ ૨૫.

ધન ધનરે ચોઘડીયું મારે આજનું, મેતો મુખડું જોયુ.
જીનરાજનુંરે ધન૦ ટેક ૧ વાલાના વદનપર વારી કોટીક ચંદ્ર મારે, પ્રભુને નીશદીન વંદુછુ ખમારે. ધન૦ પ્રભુનુ મુખડું જોતાંરે મદ ભાગશેરે, દુખ જનમ મરણનુ ભાગશેરે. ધ૦ વાલા મનનાં માન્યાં તે નગ આપશેરે; કરી પોતાનો અંબપદ થાપશેરે, ધન ધનરે૦ ૪ ગાયા ગીત. જ્ઞાન તાન સહુ સોહામણાંરે, સુરસશીને મહાગ્યે વધામણાંરે, ધન ધન

### પદ ૨૬.

તમારા મુખડા ઉપર વારી લાલ લટકાળા, લટકે ચંદનબાળા તારી લાલ લટકાળા, શુળીનું સિંહાસન કીધુ લાલ લટકાળા, ત્યાં ડિગાવ્યા નારીને સેઠ લાલ લટકાળા, ચરણે ચંડકોશીયો ડશીયો લાલ લટકાળા. તેતો દેવલોક જઇ વશીયો લાલ લટકાળા, એવી રીત તમારી ન્યારી લાલ લટકાળા, તમને સુરશશી બલીહારી લાલ લટકાળા.

### પદ ૨૭.

કિરપા કરોને આદીશ્વર બાવા, કેસા ધ્યાન લગાયા હે. હે કીરપા૦ ટેક. કર ઉપર કર અધિક બિરાજે, આશ નગર જુમાયા હે કીરપા૦ ૧ અબના ગમની વાર ન સાચી, શિવરમણીકુ પાયાહે, કીરપા૦ ૨ આપ તરે ઓરનકું તારે, એઈ બીરદ આયાહે. કીરપા૦ ૩ પ્રેમ પદારથ ઇચ્છાપુરે શાંતી કુશળ ગુણ ગાયાહે. કીરપા૦ ૪

### પદ ૨૮.

પંથીડા પંથ સલેગો. પ્રભુ ભજલે દિન ચ્યાલ. પંથીડા૦ ૧ બાળપણો

આયો ખેલ ગમાયો, યૌવન માયા જાલ પંથીડા૦ ૨ ખુદા પણા આયો, ધરમ ન પાઓ, ફરી પીછે પસ્તાયા પંથીડા૦ ૩ દયા મયાકર પારસ ભગ-સી, અબ તેરો આધાર પંથીડા૦ ૪

### પદ ૨૯.

જ્ઞાનીરે મેરે જ્ઞાનીરે, ચાલો કીતાબ સુણવા જ્ઞાની. જ્ઞાનીરે રંગ લાગ્યોરે ચાલો—

તુમ વાણી અમ્રતસેં જાણી દ્રાક્ષાંગ મધુસેં ભરાણીરે ચાલો૦

વાણી ગુણ પાંત્રીસ બીરાજે, ચોત્રીસ અતીશય જાણીરે ચાલો૦

જીવ અજીવ ઔર તત્વ બતાવણા, મોક્ષ મારગંડા દીખાવનારે ચા૦

નીથ્યા તીમરકુ દુર હટાવના જ્ઞાન પ્રમોદ બતાવનારે. ચાલો૦

મેતનાશી વાણી દીજીએ હમકુ, ચતુર કુશળ સુણ ધ્યાનીરે ચાલો૦

### પદ ૩૦.

ગઝલ—રાજુલ કહે નાથ ગએ સાત પરહરી નહી અરજ મેરી ગરજ દીલમે ધરી રાજુલ૦ ૧ તેરે દર્શનકી મેં તરશી દેખુ મેહેલપર ચઢી, દેખા નાથ સાથ જાન મેરી અખીઆં ઠરી રાજુલ૦ ૨ આયો તોરણતન ફીરીએ રથ શામને ફરી, કીની પશુવનપે મ્હેર કેર આપ કયા કરી. રાજુલ૦ ૩ આઠ ભવકી જાણી રીત દીલમે ન જરી, આએ નવમે ભવ જોગ ભોગ ગએ વીસરી. રાજુલ૦ ૪ છોડી રાજુલ શ્રીનાર લીની શીવ વધુ વરી, કહે સુત પ્રભુ દરશોત ચરણસે ધરી રાજુલ૦ ૫

### પદ ૩૧.

સમત શીખર ચાલો જઇએ મોરી સજની, સમત શીખર ચાલો જઇએ. ટેક. દેશ દેશકે જાત્રા આવે. અતિસુખ ચાહીએ મોરી સજની, સમત૦ ૧ વીશે ટુંકે વીસ જીનેશ્વર, વંદીને પાવન થઇએ. મોરી સજની, સમત૦ ૨ મન વચન કાયા પ્રદક્ષણા દેકર, મુક્તિ પરમ પદ પાઇએ મોરી સજની સમત૦ ૩

### પદ ૩૨.

બેહાગ—સીયળ નીત પાળો પ્રાણી શીયળ ધરણુકો સુખરે. સીયળ-

ટેક. સીયળ સતી સીતાએ પાળ્યો; અગ્ની કુંડ ભર્યો પાણીરે સીયળ. ૧ સીયળ સતી શુભદ્રાએ પાળ્યો. ચાયણીમે ભરલીયો પાણીરે સીયળ૦ ૨ સીયળ સેઠ શુદરસને પાળ્યો સુળી થઇ વીમાનરે સીયળ. ૩ દાન સીયળ સંજમ વ્રત પાળ્યા, સીયળ સુખ આવ્યા દાનીરે સીયળ૦ ૪

## પદ ૩૩.

આજકી આંગી જોર બની, ગોડી પાસ જીનેશ્વર કે અંગકી ટેક કેસર ચંદન ચરચુ અંગે. બીચ માંહે બુટી ગુલાબકી આજકી૦ ૧ ચાંદ જોત તેરો મુખડે બીરાજે તેરે બદનોકી જાઉ બલીહારી, આજકી૦ ૨ કહે અનુકચંદ એ પ્રભુ સાચો પુજા કરો એ જીનેશ્વરકી આજકી૦ ૩

## પદ ૩૪.

મીલાવના મીલાવના મીલાવનારે, ગોડીજીકા દર્શન મીલાવના. ટેક. અનુભવ મેવા ભજ લે પ્રાણજી; જીનેમોહે દરીશ દેખાવનારે ગોડીજી૦ ૧ અંત રજામી અંતર ન રાખો, અંતર દો દરીસન સુખ પાવનારે. ગોડીજી૦ ૨ રામ વીજય કહે જિન પ્રભુ પ્યારા, તનકા તાપ મીટાવનારે. ગોડીજી૦ ૩

## પદ ૩૫.

મુરત મોહનગારી જીનંદા તોરી મુરત મોહનગારી, આંકણી. દરીશન તોરા મુંકુ દરીશન દેવે, ઉતકી મે બલીહારી જીનંદા૦ ૧ હરીહર બ્રહ્મા મોરે દીલ ન આવત, લાગત એ મોય પ્યારી જીનંદા૦ ૨ ત્રીસલા માતા મલારજ ગાવે, પાવત શીવ પદ ગાજી. જીનંદા૦ ૩

## પદ ૩૬.

ધન ધનરે ચોઘડીયુ મારે આજનુરે, મેં તો મુખડું જોયુ જીન રાજનુરે ધન૦ ૧ ટેક. વાલા વદનપર વારી વારી કોટીક ચંદ્રમારે, પ્રભુને નીશદીન વંદુછું હું તો ખમારે ધન૦ ૨ પ્રભુનું મુખડું જોતાંરે રઢ લાગશેરે, દુખ જનમ મરણનું ભાંગશેરે; ધન૦ ૩ વાલો મનમાં માન્શાં તે સુખ આપશેરે, કરી પોતાનો અખેપદ થાપશેરે, ધન૦ ૪ ગાઓ ગીત ગાન તાન સહુ સોહામણુંરે, સુરસશીને સદાએ વધામણુંરે; ધન ધનરે ચોઘડીયું૦ ૫

### પદ ૩૭.

ધન ધન આજુનો દીન રળીઆમણો, સુરજ સોનાનો ઉગ્યો સોહામણોરે. ધન ધન૦ ટેક. વાણું વાતાં પ્રભુને નમ્યોરે. જીનરાજ તે માહારે મન ગમ્યોરે ધન૦ ૨ નલચલ સમા થાય મારે આજથીરે, વળી ફરી દશા તે શ્રી જીનરાજથીરે. ધન૦ ૨ મુખ જોતાં તે દુઃખ સરવે ગયુરે, વાલાનુ ધ્યાન સદા ચીતમાં રહ્યુંરે. ધન૦ ૩ આપી સેવા તે શુદ્ધ મનથી ખરીરે, સુરશશી ઉપર કરૂણા કરીરે૦ ધન ધન૦ ૪

### પદ ૩૮.

મારે આજ આણંદ વધામણાંરે, હુંતો લેઉરે વાલાજીનાં ભામણાંરે, મારે આજ આણંદ વધામણાંરે ટેક. મુંને દાસ પોતાનો જાણીયોરે, અથડાતાં ઠેકાણે આણીયોરે મારે૦ ૧ આપ્યું દરસન જે દુર્લભ દેવનેરે, મને પ્રભુતુ રહેજ મારી શેવમાંરે, મારે૦ ૨ એવા દીઠા બરૂબા સાચા ગુરૂરે પ્રભુ વિના જગમાં મીથ્યા સહુરે. મારે૦ ૩ મેહેર કરીને માહારા મનમાં રમ્યારે, શરસશીને જીનરાજજી ગમ્યારે મારે૦ ૪

### પદ ૩૯.

કરખો—દેખોરે જીનંદા પ્યારા, પ્યારા જીનદા ભગવાન દેખો આંકણી, સુંદર રૂપ સ્વરૂપ બીરાજે, જગનાયક ભગવાન દેખો ૧ દરશ સરસ નિરખો જીનજીકો દાએક ચતુર સુજાણ દેખો ૨ શોક સંતાપ મીટગો અબ મેરો, પાયો અવીચળ ભાણ. દેખો૦ ૩ સફળ ભઇ મોરી આજકી ઘડીઆં, સફળ થયો અવતાર. દેખો૦ ૪ દરીશણ દેખ મીટગો દુઃખ મેરો, આનંદઘન ઉપકાર દેખો૦ ૫

### પદ ૪૦.

તું જગમાંહી દીવો, મેરે પ્રભુજી, તુ જગમાંહી દીવો.

ટેક.—તીન જગત કે ભાવ પ્રકાશત, કબુએ ન પવન ન છીતો. ઓ પ્રભુ૦ તુમ નહી જગવાદ અનુપમ તેલ, કપૂર. ન પીવો ઓ પ્રભુ૦ ૨ દેવ વિજય પ્રભુ ચરણ સરણ કે; બોત બરસ ચરણ જીવો, ઓ પ્રભુ૦ ૩

### પદ ૪૧.

અજબ જ્યોત મેરે જીનકી, તુમ દેખો ભાઇ અજબ જ્યોત મેરે જીનકી. ટેક. ચંદ્ર સુરજ ક્રોડ એકઠા કીજે, હોડ ન આવે મેરા પ્રભુકી તુમ૦ ૧ ઝગમગ જ્યોત જગાવતી ઝેણા, શોભા લીલ વરણકી તુમ૦ ૨ હીરવીજે પ્રભુ, પાસ સંખેશ્વર, આશા પુરો મેરે મનકી. તુમ૦ ૩

### પદ ૪૨.

રાગ કાફી.—અંતરાં દૂર કરના દૂર કરના, એક ધ્યાન પ્રભુકા ધરના. અંતરાં દૂર કરના૦ ટેક. જબલગ પાપો નીરમળ કરના, તબ લગ જીન અનુસરના. અંતરાં૦ ૧
ક્રોધ માન માયા પરીહરના, સમકીત સુધ વરના. અંતરાં૦ ૨
ધન કંચનકું કોહી ક્યા કરના, આખર એક દીન મરના. અંત. ૩
જ્ઞાન ઉદ્યોત પ્રભુ પાસે પરના, શીવ સુંદર વર વરના. અંત. ૪

### પદ ૪૩.

ચેતન કાચીરે ગીટીકા ડેરા. ટેક. પડ ગયા મુંહ બીખર ગયા દેગ; લોક કહે ઘર મેરારે. ચેતન. ૧ ઉપર તે ખુબખુ સોહે, ભીતર ગોત અંધેરારે. ચેતન૦ ૨ જુઠા ઠાઠ ઠઠા દુનિઆમેં જુઠા તન ધન મેરારે. ચેતન૦ ૩ એઈ અરજ તું કરલે ભાઇ, એ જગકો નહી તેરારે. ચેતન૦ ૪ નવલ કહે છીન છીન મત બીસરો, આપના કર લ્યો સવેરા ચેતન૦ ૫

### પદ ૪૪.

આજ ઘેર પ્રભુજી પધાર્યા. કીજે મંગલ ચાર. આજ૦
પહેલે મંગળ પ્રભુજીને પુજુ, ઘશી કેસર ઘનસાર. આજ૦ ૧
બીજે મંગલ અગર ઉખેવું, કંઠે ઠવું ફુલ હાર. આજ૦
ત્રીજે મંગલ આરતી ઉતારૂં, ઘંટ વજાવું રણકાર. આજ૦ ૨
ચોથે મંગલ પ્રભુ ગુણ ગાઉ, નાટીક થેઈ થેઇ કાર. આજ૦
રૂપચંદ કહે નાથ નિરંજન; રણુ કમળ બલીહાર. આજ૦ ૩

## પદ ૪૫.

સોવે સોવે સારી રેન ગુમાઇ, બેરણ નીંદ્રા તું કાંસે આઇ સોવે૦ આંકણી. નીંદ્રા કહે મેં બાળી, ભોળી, બડે બડે મુનીજનકુ નાંખુ ઢોળી. સોવે. ૧ નિંદ્રા કહે મેં જમકી દાગી, એક હાથ મેં મુકતી દુસરે હાથમે ફાંસી. સોવે૦ ૨ સમય સુંદર કહે સુનો ભાઇ બદનીઆ, આપ સુંવે સારી દુખ ગઇ દુનિયાં. સોવે૦ ૩

## પદ ૪૬.

( તીરથની આશાતના૦ વીર કુંવરની વાતડી૦—એ રાગ )

મલ્લિ જીનેશ્વર મુરતા મનોહરી, હાંરે મનોહારી રે
મનોહરી; હાંરે ધર્મ ધારી હૃદયમાં ધારી. એ ટેક.

ભુવન ગગનમાં આપ છો વીભુ ભાનું, હાંરે માંહી મંડ મડન માનું; નાલોકો અધાપ. મલ્લિ જીનેશ્વર. ૧ વદન શરદને ચંદ્રમા ચીત ધાર્યો; હાંરે નાથ કેમ કલંક નીવાર્યો, જગને ભુપાળ. મલ્લિ જીનેશ્વર૦ ૨ ચરણ કમળ-ની ચાકીત ચીત માંહી, હાંરે જાય કમળ સરોવર જ્યાંહી, દેખ દાસ દયાળ મલ્લિ જીનેશ્વર૦ ૩ તેજ તણો પુંજ એકઠા આંહી આવ્યો, હાંરે સુર્યે નમસ્કાર કરતાં હાર્યો. કરે સમુદ્રમાં પાત મલ્લિ જીનેશ્વર. ૩ વિશ્વ વિભુ મેરો દાસની હાલ અરજી, હાંરે પ્રભુ પદની "પ્રવર્તક" ગરજી દેજો જ્ઞાન દાન મલ્લિ. જીનેશ્વર૦ ૫

**સમાપ્ત.**

# भाग २ जो.

## થાયો.

સંખેશ્વર પારસજી પુજીએ, નરભવનો લાહો લીજીએ;
મનવંછીત પુરણ સુરતરૂ, જઈ વામા સૂત અલવેસરૂ. ૧
દોયા રાતા જીનવર અતિ ભલા, દોય ધોળા જીનવરગુણ નીલા.
દોયા લીલા દોય શામળ કહ્યા, શોળે જીન કંચન વર્ણ લહ્યા. ૨
આગમ તે જીનવરે ભાખિયા, ગણધર તે હઇડે દાખીઆ;
તેહનો રસ જેણે ચાખીયો. તે હુવા શીવ સુખ સાખીઓ. ૩
ધરણીધર રાય પદ્માવતી, પ્રભુ પારશ્વ તણા ગુણ ગાવતી;
સહુ સંઘન સંકટ ચુરતી, નય વિલમનાં વંછીત પુરતી ૪

## પંચ તીર્થંકરની થાયો.

કલ્યાણ કદ પઢમ જીણંદં, શાંતિ તહો નેમી જીણંદ મુણીંદ,
પાસ પયાસં શુગુણીકઠાણં, ભતિયં વંદે શ્રી વર્ધમાન. ૧
અપાર સંસાર સમુદ્ર પારં, પતા સીવદીતુ સુઇક સારં.
સવે જીણુંદા સુરવદ વંદ્યા, કલ્યાણ વલી ન વીસાલ કંદા. ૨
નીવાણ મગે વરશાણ કંપં, પણ સયા સેસસુ કુવાઇ દંપં.
મયં જીવાણં સરણં બુહાણં, નમાનો નીચતી જગ હાણં. ૩
કુદીદુ ગોખીર તુસાર વંના, સરોજ હથા કમલે નીસંના,
વાગેસરી પુરથ વગ હથા, ચુહાયસા હમ સયા પસાથા. ૪

## અથ પજુશણની થાયો.

સતરભેદી જીન પુજા રચીને, સનાત્ર મહોત્સવ કીજેજી,
ઢોલ દદામા ભેરીને ફેરી, ઝલરી નાદ સુણીજેજી;
વીર જીન આગળ ગાવના ભાવી, માનવ ભવ ફળ લીજેજી;
પરવ પજુસણ પુરવ પૂન્યે, આવ્યાં એમ ગણીજેજી. ૧
મારા પાસ વળી દસમ દુવાલસ, ચતારી અઠ કીજેજી;

ઉપર વળી દસ દોય કરીને, જીવ ચોવીસે પુજેજી.
વડા કલપનો છઠ કરીને, વીર ચરીત્ર સુણીજેજી.
પડવે તે દીન જનમ મહોત્સવ, ધવળ મંગળ વીરતીજેજી. ૨
આઠ દીવસ લગે અમર પળાવી, અઠમનો તપ કીજેજી,
નાગકેતુની પરે કેવળ લહીએં, જો શુભ ભાવે રહીએજી;
તેલાધર દીન ત્રણ કલ્યાણક, ગણધર વાદ વદીજેજી;
પાસ નેમીસર અંતર લીજે, રીખભ ચરીત્ર સુણીજેજી.
બારસેં સુત્રને સમાચારી, સંવત્સરી પડીકમીએજી;
ચૈત પ્રવાડ વીધીસ્યું કીજે, સકળ જંતુને ખામીજેજી;
પારણાને દીન સ્વામીવત્સળ, કીજે અધીક વડાઈજી;
માન વીજય કહે સકલ મનોરથ, પુરે દેવી સીદ્ધાઈજી. ૪
ચીંતામણી ગિતા સુરસે, આદેસર આશા પુરજેજી;
શાંતીનાથની સેવા જે કરે, જે જનહિત તે આવી મળેજી. ૧

## અથ સીદ્ધ ચક્રની થોયો.

જીન સાસન વંછીત પુરણ દેવ રસાળ;
ભાવે ભવી ભણીએ, સીદ્ધચક્ર ગુણ માળ,
ત્રીહુ કાળે એહની, પૂજા કરે ઉજમાળ.
તે અમર અમર પદ, સુખ પામે સુવીશાળ. ૧
અરીહંતને વંદો, આચારજ ઉઝાય,
મુની દરશણ નાંણ, સીદ્ધચક્ર સુખદાય,
એ નવ પદ સમુદીત, સીધ્ધચક્ર સુખદાય,
એ ધ્યાને ભવીનાં, ભવ કોટી દુખ જાય. ૨
આશો ચૈતરમાં, સુદી સાતમથી સાર;
પુનમ લગી કીજે, નવ આંબીલ નીરધાર,
દોય સહસ ગણવું. પદ સમ સાડાચાર,
અકાસી આંબીલ, તવ આગમ અનુસાર.

શ્રી સીદ્ધચક્ર શેવક, શ્રી વીમલેસર દેવ;
શ્રી પાળ તણી પેરે, સુખ પુરે સ્વયમેવ,
દુખ દોહગ નાવે, જે કરે એહની શેવ,
શ્રી સુમતી સુગરૂનો, રામ કહે નીત મેવ.

## બીજની થોય.

દીન સકળ મનોહર, બીજ દીવસ સુવીશેશ,
રાય રાણા પ્રણુમે, ચંદ્ર તણી જીહાં રેખ;
તીહાં ચંદ્ર વીમાને, સાસ્વતા જીનવર જેહ;
હું બીજ તણે દીન, પ્રણમુ આણી નેહ.

## પાંચમની થોય-

શ્રાવણ સુદી દીન પંચમીએ, જનમ્યા નેમ જીણુંદતો;
સ્યામ વરણ તનું શોભતુએ, મુખ સારદકો ચંદતો.
સહસ્ત્ર વરસ પ્રભુ આવખુએ, બ્રમચારી ભગવંતતો;
અષ્ટ કરમ હેલે હણ્યાએ, પોહોચ્યા મુગતી મહંતતો.

## આઠમની થોય.

મંગલ આઠ કરી જશ આગળ, ભાવ ધરી સુર રાજજી;
આઠ જાતના કળસ ભરીને, નવરાવી જીનરાજજી,
વીર જીનેશ્વર જનમ મહોછવ, કરતાં સિવ સુખ સાધેજી;
આઠમના તપ કરતાં અમ ઘેર, મગળ કમળા વાધેજી ૧

## એકાદશીની થોય.

એકાદશી અતી રૂઅડી ગોવીંદ પુછે નેમ
કોણ કાણ એ પરવ મોટું, કહોને મુજશું તેમ;
જીનવર કલ્યાણક અતી ઘણાં એકસોને પંચાસ;
તેણે કારણ એ પરવ મોટું, કરો મન ઉપવાસ,

## સીધગિરીની.

શ્રી સેત્રુંજો તીરથ સારો, ગિરીવરમાં જેમ મેરૂ ઉધારો;

ઠાકોર રામા પારો, મંત્ર માંહી નવકારજ જાણો,
તારામાં જેમ ચંદ્ર વખાણું. જળચર જળમાં જાણું,
પંખીમાં ઉત્તમ જે હંસ, કુળ માંહી જેમ રીખવનો વંશ;
નાભિ તણો એ અંસ, ખેમાવંતમાં શ્રી અરીહંત.
તપસુરામાં મોહા મુનીવંત, શેતરૂંજે ગયા ગુણવંત. ૧

---

પુંડર ગિરી મહિમા, આગમમાં પરશીધ.
વિમળાચળ ભેટી, લહીએ અવીચળ રીધ:
પંચમ ગતી પોહોતા, મુનીવર કોડાકોડ.
એણે તીરથે આવી, કરમ વીપાતક છોડ. ૧

---

આદિ જીનવર રાયા, જાસ સોવન્ન કાયા.
મરૂદેવી માયા, ધોરી લંછન પાયા;
જગત સ્થિતિ નિપાયા, શુભ ચારિત્ર પાયા:
કેવળ સિરિ રાયા, મોક્ષ નગરે સધાયા ૧

---

રૂષભ ચંદ્રાનન વંદન કીજે, વારેખણ દુઃખ વારેજી;
વર્દ્ધમાન જીનવર વળી પ્રણમો, શાશ્વત નામ એ ચ્યારેજી.
ભરતાદિક ક્ષેત્રે મળી હોવે, ચ્યાર નામ ચિત્ત ધારેજી.
તેણે ચ્યાર એ સાશ્વત જીનવર, નમીએ નીત્ય સવારેજી. ૨

---

પ્રહ ઉઠી વંદુ, રીખવદેવ ગુણવંત;
પ્રભુ બેઠા સોહીએ, સમવસરણ ભગવંત;
ત્રણ છત્ર બીરાજે, ચમર ઢાળે ઇંદ્ર,
જીનના ગુણ ગાવે, સુરનર નારી વૃંદ;

**શ્રી મંધરજીનની.**

શ્રી શ્રીમંધર જીનવર, સુખકર સાહેબ દેવ,

અરીહંત સકળની, ભાવ ધરી કરૂં શેવ;
સકળ આગમ પારક, ગણધર ભાખીત વાણી;
જયવંતી આણા, જ્ઞાન વીમળ ગુણ ખાંણી. ૩

માહાવદી ખેત્રમાં મંદિર સ્વામી, સોનાનું સિંહાસનજી;
રૂપાનું ત્યાં છત્ર બીરાજે, રત્ન મણીમાં દિવા ચારજી;
કુમકુમ વરણી ત્યાં ઘુઘરી બિરાજે, મોતીના અક્ષર સારજી,
ત્યાં બેઠા શ્રી મંધિર સ્વામી બોલે મધુરી વાણીજી,
કેસર ચંદન ભર્યા કચોળી કસ્તુરી બરાસોજી.
પેહેલી પુજા મોરી હોજો, ઉગમતે પ્રભાતેજી.
પાસ જીણંદા વામાનંદા, જબ ગરભે ફળી;
સુપના દેખે અર્થ વિશેખે, કહે મઘવા મલી.
જીનવર જાયા સુર હુલરાયા, હુ આ રમણી પ્રિયે,
નમિ નાજી ચિત વિરાજી, વિલોકન વ્રત લીએ.

---

## સઝાયો.

### રાત્રીભોજનની સઝાય.

પુન્ય સંજોગે નરભવ લાધ્યો, સાધો આતમ કાજ;
વીખીયારસ જાણો વીખ સરીખા, એમ ભાખે જીનરાજરે.
પ્રાણી રાત્રી ભોજન નિવાર, આગમ વાણી સાચી જાણી.
સમકીત ગુણ સહી નાંણીરે, પ્રાણી. આંકણી.
અભક્ષ બાવીસમેં રયણી ભોજન, દોષ કહ્યા પ્રધાન.
તેણે કારણ રાતે મત જીમો, જો હુવે લહાડે સાનરે. પ્રા. ૧
દાન સ્નાન આયુંધને ભોજન, એટલાં રાતે ન કીજે,
એ કરવુ સુરજની સાખે, નીત વચન સમજીજેરે. પ્રા. ૨
ઉતમ પશુ પખી પણ રાતે, ટાળે ભોજન ટાણો;
તુમે તો માનવી નામ ધરાવો; કીમ સંતોષ ન આણોરે. પ્રા૦ ૩

ગણીયારે મુનીવર બોલ્યા હું૦ વાંદે ક્રસન નરેશરે. હું૦
ક્રીસ્નીહી મીથ્યાત્વી દેખને હું આયો ભાવ વીસેષરે. હું ૬૦ ૫
આવ્યા મુજ ઘર સાધુજી હું૦ લ્યો મોદીકજી સુદ્ધરે, હું૦
રૂપીજી લઇ આવીયાં. હું પ્રભુજી પાસ વિસુદ્ધરે. હું ૬૦ ૬
મુજ લબ્દ મોદીક મીલ્યા. હું૦ મુજને કહો કૃપાળરે, હું૦
લબ્ધ નહી વછ તાહરી. હું૦ શ્રીપતી લબ્ધ નીહાળરે. હું ૬૦ ૭
તો મુજને લેવા નહી. હું ચાલ્યા પરઠણ કાજરે. હું૦
રૂટની વાંહે જતને હું૦ ચુર્યાં કર્મ સમાજરે. હું ૬૦ ૮
આઇ સુધી ભાવના હું૦ પામ્યા કેવળ જ્ઞાનરે. હું૦
ઢંઢણ રૂપી મુગતે ગયા હું૦ કહે છનાહરખ સુજાણરે હું૦ ૬૦ ૯

**ઇલાચી પુત્રની સઝાય.**

નામ ઇલા પુત્ર જાણીયે, ધનદત્ત શેઠનો પુત્ર.
નટડી દેખીને મોહીઓ, જે રાખે ઘર સુત્ર.
કરમ ન છુટેરે પ્રાણીયા, પુરવ નેહ વીકાર,
નીજ કુલ છંડીરે નટ થયો, નાવી શરમ લગાર કરમ૦ ૧
એક પુર આવ્યોરે, ઉંચો વાસ વિશેષ,
તીહાં રાય જોવા આવીયો, મળીયા લોક અનેક. કરમ૦ ૨
દોય પગ પહેરીરે પાવડી, વાંસ ચડ્યો ગજ ગેલ,
નીરધારા ઉપર નાચતો, ખેલે નવ નવા ખેલ. કરમ૦ ૪
ઢોલ બજાવેરે નટવી, ગાવે કીન્નર સાદ;
પાયતલ ઘુઘરારે ઘમઘમે, ગાજે અંબર નાદ. કરમ૦ ૫
તીહાં રાય ચીતમેરે ચીતવે, લુબધો નટવીને સાથ;
જો નટ પડેરે નાચતો, તો નટવી મુજ હાથ. કરમ૦ ૬
દાન ન આપેરે ભુપતી, નટ જાણે નૃપ વાત;
હું ધન વંછુરે રાયનો, રાય વંછે મુજ ઘાત. કરમ૦ ૭
ત્રવ તિહાં મુનીવર પેખીયે, ધન ધન સાધુ નીરાગ,
ધિગ ધિગ વિખીયારે જીવને, એમ પામ્યો વૈરાગ. કરમ૦ ૮

થાળ ભરી શુદ્ધ મોદકે, પદમણી ઉભેલાં બાર;
લો લો કે' છે લેતા નથી. ધન ધન મુની અવતાર. કરમ० ९
સંવર ભાવેરે કેવળી, થયો મુની કર્મ ખપાય.
કેવળ મહીમાઓ સુર કરે, લબ્ધિવીજે ગુણ ગાય. કરમ० १०

## સાખીઓ.

વિર જીનેશ્વર સાહિબો, ભમીઓ કાળ અનંત:
પણ સમકિત પામ્યા પછી. અંતે થયા અરિહંત. १
જગના તીરથ દો વડા, સેત્રુંજો ગીરનાર:
એક ઘર રિખવ સમોસરયા. એક નેમ કુમાર. २

## ગાવાના ગીતો.

### સાત વાર.

આદીતે અરીહંત રખમ ઘેર આવોરે;
મારા શ્યામ સલુણા નેમ દીલમાં લાવારે. १
સોમે તે શુભ શણગાર સજીએ અંગેરે,
મારા જુગજીવનની સાથ રમતું રંગેરે. २
મંગળ શુભ દીન આજ મંગળ ચારૂરે;
કાંઈ ના ભવ કરો સ્નેહ હું સંભારૂરે. ३
બુધ ઘેર આવો નાથ બુદ્ધિના બગીચારે;
પ્રભુ એક સેહસને આઠ લક્ષણ ભરીઆરે. ४
ગુરૂ ગોરવ ગુણવંત શીવા દેવીનારે,
કાંઈ સમુદ્રવીજય કુળચંદ નેમ નગીનારે. ५
શુકર સેહસાવન ચાલો મુજનીરે;
મારે સમય થયો પ્રભાત વીતી સુજનીરે, ६
સનીસર સંજમ લીધ પ્રીત વધારીરે,
દોનું પામ્યા પરમાનંદ નેમને નારીરે. ७

મુળચંદ કહે એમ આશા ફરશેરે,
જે નીરમળ પાળે શીયળ ભવજળ તરશેરે. ૯
અમે નમીએ નેમી જીણંદ પઢ ગીરનારેરે,
રાણી રાજુલ જુવે પાટ સાતે વારેરે, ૧૦

## ગરબી.

પડવાની પડ પ્રાંત ગરમટ ભુલીરે. એ રાગ.

ચાલો સખીઓ મમ સાથ જીન ઘર જઈએરે;
અવલોક આદીનાથ પાવન થઈએરે. ૧
મોહન મરૂદેવી નંદ જગ જયકારીરે,
જસુ વંદ પુનમનો ચંદ ગયો બલહારીરે. ૨
કંચન ગીરી હરી જીનરાજ જઈ નવનીતરે,
કરવાને આતમ કાજ સાચી હુલસેરે:
વીનતા નગરીનો રાય, હરખું નીરખીનેરે:
પણ છે સત ચનુપની કાય. સોવન વરણીરે.
હમ દીલમાં વશીયા એ દેવ, રંગ રશીલારે;
જસ સુરવર સારે સેવ છેલ છબીલારે. ૫
સ્વામી શીવરમણીના કંથ કામણગારારે,
સુખ આપો આદી અનંત, પુરણ પ્યારારે. ૬
પ્રભુ પુરણ પુન્ય પસાય, અમે દીઠુંરે,
આ હરખ મનમાં ના માય લાગે મીઠુંરે. ૭
રમઝમ કરી જીન ગુણ રાસ રમીએ રંગેરે,
આવો જીનજી આવાસ સખીઓ સંગેરે. ૮
પુજે હરી હર શીર તાજ, કેસર ઘોળીરે,
અંબોડા લઈ આજ સૈયર ટોળીરે. ૯

## પંદર તીથીયો.

જે જીન મુખ કમળાને રાજેરે, સરસ્વતીને નમું શુભ સાજેરે.

નેમ ગુણ ગાવાને કાજે. વાલો મારો નેમ જીણંદ ક્યારે મળશેરે.
પ્રભુ દેખીને દુખડાં ટળશે. વહાલો૦ ૧
મારો શામસુંદર ક્યારે મળશેરે, જેણે રથ તોરણથી વાળ્યોરે.
જેણે પશુઓનો ભય ટાળ્યોરે, જેણે જાદવ કુળ અજવાળ્યો. વી૦ ૨
રાજુલ પ્રભુ રંગે રાતીરે, પીયુ વીરહે તપે જેની છાતીરે,
પંદર તીથી એણીપેરે ગાતી. વાહાલો૦ ૩
પડવે તીથી પહેલી વખાણુંરે, પીયું મળશે મન એમ જાણુંરે,
એને ઉપશમ રસનું ટાણું. વાહાલો૦ ૪
બીજે દુવીધ ધરમના રાગીરે, પશુ કરૂણા કરી મન ત્યાગીરે,
જાણું શીવરમણીના રાગી. વહાલો૦ ૫
ત્રીજે ત્રણ જગતને મન સાધેરે, જેમ મારગ શુધ આરાધેરે,
દયા વીના ધરમ ન ધ્યાવે. વહાલો૦ ૬
ચોથે ચાર વ્રત ચીતે ધારીરે. ગયા તોરણથી તજી નારીરે;
વાલમજી એ વાત ન સારી. વહાલો૦ ૭
પાંચમે વ્રત પાંચને પાળીરે, જાણું દોષ સવી તમે ટાળીરે,
નીજ નારીને કેમ ન સંભાળી. વહાલો૦ ૮
છઠે છકાયને રાખીરે, આ અબળા દુખમાં નાખીરે,
તુમે દુખ આગળ કર્યો સાખી. વહાલો૦ ૯
સાતમે શુભ ચીતને કીજેરે, જગજીવનના ભય વારીજેરે,
તો મુજને કેમ દુખ દીજે. વહાલો૦ ૧૦
આઠમે આઠ કરમને તોડીરે, શીવ નારી સાથે પ્રીત જોડીરે,
મુજથી ન કરીએ થોડી. વહાલો૦ ૧૧
નવમે નવ ભવનો નેહ ટાળીરે, મન મોહ દીશાથી વાળીરે.
મુને વલવલતી ન સાંભળી. વહાલો૦ ૧૨
દસમે દશ વીધી જતી ધરમેરે, આદર્યો ચીત જાણ્યો મરમેરે,
મુને એમ પડેછે ભરમે. વહાલો૦ ૧૩
અગ્યારશે રસના ધામીરે; એમ શીવ હોવે કીણ કામીરે,

ણુ અવગુણે તજીએ વામી. વહાલો૦ ૧૪
આરશે મુખીવંત મીતરે, નવી જાણું રૂપીના રીતરે,
એવી ખોટી કરોછો અનીત. વાહાલો૦ ૧૫
તેરસે તેરસમે આહીરે, પછી જોજો મુજને વાંહીરે.
રાખીશ પીયુડા કર સાહી. વાહાલો૦ ૧૦
ચઉદશે ચતુરો ચીત ચીંતેરે, મને મેલી ગયા નીજ કંતેરે,
હું તો અવગુણી ગુણી ભગવંતે. વાહાલો૦ ૧૭
પુનમે પખવાડુ થાયરે, કંથ નાવ્યા રાજુલ તીહાં જાયરે,
જઇ વંદ્યા પ્રભુજીના પાય. વાહાલો૦ ૧
તમે અનંત ગુણ ભગવાનરે, વ્રત આપી વધારો વાનરે.
મુને દીજીએ વંછીત દાન. વાહાલો૦ ૧
સંજમ દેઇ તારી નારીરે, એહ દંપતીની બલીહારીરે.
શીવ પહોતાં સરવ દુઃખનારી. વાહાલો ૨
જગ ગુરૂ ચીતમાં લાવેરે, અનુભવ રંગે ગુણ ગાવેરે,
તે મન વંછીત સુખ પાવે. વહાલો૦ ૨૦
સુરતમાં સખેશ્વર પાસરે, પ્રાણુમ્યા પુરે મન આશરે;
કહે કૃષ્ણવી જયના દાસ. વહાલો૦ ૨૨
પનર તીથી ગાઇ ઉમંગેરે, રહી જીણેંદ્રસુરી સંગેરે,
રંગવીજય ચડતે રંગે. વહાલો૦ ૨૩

## ગીત.

(મીથ્યાંત વામાને કોસ્યા સમકીત પામીરે. એ દેશી. )

રૂડો માસ વસંત ફળી વનરાજીરે, રાયણુને સહકાર વાલા;
કેતકી જાયને માલતીરે, ભમર કરે ઝંકાર વાલા;
કોયલ મદભર ટહુકતીરે, બેઠી આંબા ડાળ વાલા;
હંસ જુગલ જળ ઝીલતાંરે, વીમળ સરોવરપાળવાલા,
મંદ પવનની લહેરમાંરે, માતા સુપન નીહાળ વાલા. આંકણી.

દીઠા પ્રથમ ગજ ઉજળોરે, બીજે રીખભ ગુણવંતવાલા,
તીજે સીંહજ કેસરીરે, ચોથે શ્રીદેવી મહંત વાલા;
માળ જુગલ ફુલ પાંચમેરે, છઠે રોહણી કંત વાલા,
ઉગતો સુરજ સાતમેરે. આઠમેધ્વજ લોલકંત વાલા. રૂ૦ ૨
નવમે કળશ રૂપા તણોરે, દસમે પદમસર જાણુ વાલા,
અગ્યારમે રત્નાગરૂરે, બારમે દેવ વીમાન વાલા,
ગજ રત્નના તેરમેરે, ચઉદમે અગ્ની વખાણ વાલા,
ઉતરતાં આકાશથીરે, પેસતાં વદન પ્રમાણ વાલા. રૂ૦ ૩
માતા સુપન લહી જાગીયાંરે, અવધી જુએ સુરરાજ વાલા,
રાજા સ્તવન કરી વંદીયાંરે, જનની ઉદર જીનરાજ વાલા;
આણ્યું સમે ઇંદ્ર તે આવીયારે, મા આગળ ધરી લાજ વાલા,
પુણ્યવંતી તમે પામીયુંરે, ત્રણ ભુવનનું રાજ વાલા. રૂ૦ ૪
મહા સુપનના અર્થ કહીરે ઇંદ્ર ગયા નીજ ઠામ વાલા,
આનંદ ઇંદ્ર મળી ગયારે નંદીસર જીન ધામ વાલા;
જનમ કલ્યાણક ઓચ્છવરે, શ્રીકળા પુન્ય ઠામ વાલાં,
શ્રી સુમતીવીર નેણુ સમેરે, જગત જીવ વીસરામ વાલા. રૂ૦ ૫

---

(મેંતો સલાજાંદકું ઢુંઢણ ચલીયાં. એ રાગ )

મેતો જોતી ફિરૂં જીન રાયારે, નેમ સ્યામનલી પાયારે. મેંતો૦
એક બન ઢુંઢ દુજે બન ઢુંઢયો મેંતો ઢુંઢલીયા વન સાગરે. મે૦ ૧
વન ભ્રમપીંજર સુવા જુરૂ, મેરે નયનસેં નીર:
ઢાલારે. મે૦ ૨ પાવમેં પીંજરી ગલે બીચ માળા, મેંતો સેલડીકા
બનાયારે. મે૦ ૩ જૈનવિજય કહે ધન ધન રાજુલ, મેંતો પ્રભુ ચરણ
ચીત લાયા. મે૦ ૪

**(આમા આવો જુલમ શું શહન કરોરે. એ રાગ.)**

ગાઓ ગાઓ પ્રભુના ગુણ ગાઓરે.
તમે ગુણ ગાઓરે, સદા સુખી થાઓરે;

મોક્ષનારે મીઠા મેવા પાવો. ગાઓ૦
વીધ વિધ રંગેરે પુજો ઉમંગેરે;
"નાનો" કે, કદી ન આવો મળે લાવો. ગાઓ૦

## ( નિર્બળ શત્રુ સબળ રાજ્યપર. )

અહો જીનંદા છો સુખકંદા, કષ્ટ અમારાં કાપોને.
મહેર કરી મા'રાજ અમોને સ્હાય તમારી આપોને.
છો અતી દયાવાન, પ્રભુ ભારી કૃપાવાન (૨)
નથી નથી નથી કોઇ આપની સમાન,
 હરનીશ હિશ ધરી ધરૂં તમ ધ્યાન.
 હું કેસર ચંદન પુજા કરૂં ધરી પ્રીત. (૨)
 અસાર સંસારમાંથી કાઢી નાંખી આ ચિત્ત
 "નાનો" નેહ ધરી નિત્ય ગાય આપ ગીત

## ધનાશ્રી.

ધરજો વિનતી ધ્યાન, જીનપતી ધરજો વિનતી ધ્યાન,
ભવજળ માંહી ભુલા પડીયા, તજી શુદ્ધીને શાન.
મોહ માયાએ કર્યું અમોપર દીશે અતી તફાણુ. જીન
હાય ! હજારો ફુકમાં કીધાં, થઇ તેથી હેરાન. જીન.
નાનાલાલના નાથ દયાથી, સ્વર્ગ સમીપ તાણ. જીન૦

## તુ ન કુમલા જીઅરવા, ઓ પીતા મોરા. એ રાગ

તુહી દાતાર જીણંદવા (૨) ઓ પ્રભુ મોરા તુહી–ટેક.
તુમ દરશનસે ચેન પડતુ હય, તુહી દાતાર જીણંદવા.
મીથ્યા તમ પટ દુર કરનકુ, દે ઉપદેશ મધુરવા.
ભવ દુઃખ છેદન, મોક્ષ સુખ કારણુ, સેવત ઇંદ્ર ચરણવા. ઓ૦
જૈન સભા કહે કરજોડી, રખીયે મહેર નજરવા,

## [ જીન સુખ પલિયાં ગુડીયાં બેલીયાં. ]

સુંન મોરી સઇયાં પઇયાં પડીયાં, પ્રભુ પુજનકુ મન ચલીયાં. ટેક

ચરમ જીનેશ્વર અંતી અલવેસર, દરશન વીનમેં ટળવળીયાં. સુન.
અષ્ટ દ્રવ્યસે પુજા રચાવું, આંગી બનાવું મન રલીયાં. સુન.
ચંપા ચંપેલી ઓર મોગરા, માળા બનાવું ચુન કડીયાં. સુન,
ભુલકર ઓર ન દેવા પુજું, એક પ્રભુસે મન રલીયાં. સુન.
જૈન સભા કહે કરજોડી, મન વંછીત મોરે ફળીયાં. સુન.

**( માર પટ હમ પ્યારી કૃષ્ણકે-એ રાગ. )**

આનંદ પ્રભુ તોરે ચરણશે, તોરે ચરણસે, જીનંદ ચરણસે, ટેક.
પારસ પ્રભુસે કહું મે મનસે, છોડી દે દુનીયાદારી, ચલશે. આ૦
અબ તો અમારી અરજી સ્વીકારી, શેવક કરો મોરે આપ બચનસે,
જૈન પ્રકાશ પામે ઉલાસ, ભાવી જનકે વસો નેનુનસે અંગમે. આ૦

**( પ્યારસે બદલી કયું નજર તોરી-એ રાગ. )**

લાગી પ્રભુ પાસસે નજર મોરી લાગી. ટેક.
અશ્વસેન કુળચંદ બારાજે, વામાદેવી કુમાર,
નીલ બરણ તનુ દેહ મનોહર, ભવીજનકું સુખકાર. ન૦
દેખત નામે જોગી દેખનકું, માતા લેઈ કુમાર.
જ્ઞાન દેખકે બોલે જોગીસે, ક્યા તેને પાયા વીચાર. ન૦
હીંસા મે ધર્મ કયું તું કરતા, પુરી જાસે અવતાર.
પ્રભુજી નાગકુ જલ નિકાલ્યા, સંભળાવ્યા નવકાર. ન૦
ગુરૂ પદવીમાં જાકર ઉપન્યા, ધર નિંદ નાગ કુમાર.
કરૂણા કરી તેસે મુંજ ઉપર, ભવજળ પાર ઉતાર. ન૦
શેવક જૈન કહે કરજોડી, સુંદર શેહેર મોઝાર,
શ્રી ચીંતામણ પાસ જીનેશ્વર, બીનતી કરજો બીચાર. ન૦

---

# पुन्यप्रकाशनुं स्तवन.

**દુહા**—સકળ સિદ્ધિ દાયક સદા, ચોવીસે જીનરાય; સદગુરૂ **સામ**ની સરસ્વતી, પ્રેમે પ્રણમુ થાય. ત્રિભૂવનપતી ત્રિસલા તણો, નંદન ગુણ ગ-

બીર; શાસન નાયક જગજયો, વર્ધમાન વડવીર. ૨ એક દિન વીર જીણંદને, ચરણે કરી પ્રણામ; ભવિક જીવના હિત ભણી, પુછે ગૌતમ સ્વામ. ૩ મુક્તિ મારગ આરાધિએ, કહો કેઈ પેરે અરિહંત; સુધા સરસ વચન રસ, ભાખે શ્રી ભગવંત. ૪ અતી ચાર અળોઇએ, વ્રત ધરીએ ગુરૂ શાખ; જીવ ખમાવો સયળ જે, યોની ચોરાશી લાખ. ૫ વિધિશું વળી વોસરાવીએ, પાપ સ્થાન અઢાર; ચાર શરણ નિત્ય અનુસરો, નિંદો દુરિત આચાર. ૬ શુભ કરણી અનુમોદીએ, ભાવ ભલો મન આણ; અણસર અવસર આદરી, નવ પદ જપો સુજાણ. ૭ શુભ ગતિ આરાધન તણા, એ છે દશ અધિકાર, ચિત્ત આણીને આદરો, જેમ પામો ભવપાર. ૮ **ઢાળ.** કુમતીએ છેડી કીહાં રાખી, એ દેશી. જ્ઞાન દરિસણ ચારીત્ર તપ વિરજ, એ પાંચે આચાર. એહ તણા એહ ભવ પરભવના અલોઈએ અતિચારરે, પ્રાણી જ્ઞાન ભણો ગુણ ખાણી વીર વદે એમ વાણીરે; પ્રા૦ ૧ એ આંકણી, ગુરૂ ઉલવીએ નહીં ગુરૂ વિનએ, કાળે ધરી માન; સૂત્ર અર્થ તદુ ભય કરી સુધા; ભણીએ વહી ઉપધાનરે; પ્રા૦ જ્ઞા૦ ૨ જ્ઞાનો પરગણ પાટી પોથી, ઠવણી નોકાર વાલી; તેહ તણી કીધી આસાતના, જ્ઞાન ભગતીને સંભાળીરે; પ્રા૦ જ્ઞા૦ ૩ ઇત્યાદિક વીપરીતપણાથી, જ્ઞાન વિરાધ્યું જેહ, આ ભવપર ભવ વળીરે, ભવોભવ મિછા દુક્કડ તેહરે, પ્રા. જ્ઞા. પ્રાણી સમકિત લ્યો શુદ્ધ જાણી, વીરવદે એમ વાણીરે; પ્રા. સ. જિન વચને શંકા નવી કીજે, નવી પરમત અભિલાખ; સાધુ તણી નિંદા પરહરજો ફળ સંદેહમાં રાખરે. પ્રા. સ. ૫ મુંઢપણુ છંડો પરસંસા ગુણ વંતને આદરિએરે. સામીને ધરમે કરી થીરતા, ભક્તિપર ભાવના કરીએ. પ્રા. સ. ૬ શંઘ ચૈત પસારદ તણો જે, અવર્ણવાદમનિ લેખો; દ્રવ્ય દેવકો જે વણસાડયો, વિણસંતો ઉવેખ્યો પ્રા. સ. ૭ ઇત્યાદીક વિપરીતપણાથી સમકિત ખંડ્યું જેહ, આ ભવ પર ભવ વળીરે ભવોભવ, મીછા દુક્કડ તેહરે. પ્રા. સ. ૮ પ્રાણી ચરિત્ર લ્યો ચિત આણી, પંચ સુમતિ ત્રણ ગુપતી વિરોધી, આઠે પ્રવચન માય, સાધુ તણે ધર્મે પારમાદે, અશુદ્ધ સુચન મન કાયરે. પ્રા૦ ચા૦ ૯ શ્રાવકને ધર્મે સમાયક પોસમહં મનવાળી, જે જયણા પુર્વક એ આઠે પ્રવચન માય ન પાળીરે. પ્રા૦ ચા૦ ૧૦ ઇત્યાદિક

વિપરીતપણાથી ચારિત્ર ડોહોલું જેહ, આ ભવ પરભવ, મીછા દુકડં તેહ-રે. પ્રા ચા૦ ૧૧ બારે ભેદ તપ નવી કીધા, છતે જોગેનીજ સંગતે; ધર્મે મન વચન કાયા વિરજ, નવિ ફોરવી ઉમંગ તેરે. પ્રા૦ ચા૦ ૧૨ વરતપ વિરજ આચાર એણીપરે, વિવિધ વિરાધ્યાં જેહ; આ ભવ પરભવ વળીરે, ભવભવ મીછા દુકડં તેહરે. પ્રા૦ ચા૦ ૧૩ વળી વિશેષે ચરિત્ર કેરા અતિચાર અલોએ, વીર જીનેશ્વર વયણ સુણીને, પાપ મેલ સવિ ધોઇએરે. પ્રા. ચા. ૧૪ **ઢાળ. ૨** પામી સુગુરૂ પસાય. એ દેશી. પૃથ્વી પાણી તેઉ વાયુ વનસ્પતી, એ પાંચે થાવર કહ્યાએ. ૧ કરી કરસણ આરંભ ખેત્ર જે ખેડીયાં, કુવા તળાવ ખણાયાએ. ૨ ઘર આરંભ, અનેક ટાંકાં ભુઇરાં, મેડી માળ ચણાવીયા એ. ૩ લીંપણ ઘુપણ કાજ એણીપરે પરે. પૃથ્વી કાય વિરાએ. ધોયાએ. ૪ ધોયણ નાહાણ પાહાણ ઝીલણ અપકાય, છોતી ધોતી કરી દુહવ્યાએ ૫ ભાઠી ઘર કુમાર, લોહ સુવ નગરા ભાડભુંજા લીહાલા ગરાએ. ૬ તાપણ સેકણ કાજ વસ્ત્ર નિરખાણ રગણ રંધણ રસવતીએ. ૭ એણીપરે કર્માદાન પરે પરે કેળવી, તેઉ વાયુ વીરાધીયા એ. ૮ વાડી વન આરામ, વાવી વનસ્પતી પાન ફુલ ફળ ચુંટીઆં એ. ૯ પુંહક પાપડી સાક સેક્યાં સુકાવ્યાં, છેદ્યાં છુદ્યાં આથીયાં એ. ૧૦ અળશીને એરંડા ઘાણી ઘાલીને ઘણા તીલાદિક પીલયા એ. ૧૧ ઘાલી કોલું માંહે પીલી સેલડી, કંદમુળ ફળ વેચીયાં એ. ૧૨ એમ એકેંદ્રિ જીવ, હણ્યા હણાવીયા, હણતાં જે અનુમોદીયાં એ. ૧૩ આ ભવ પરભવ જેઉ વળી ભવો ભવ, તે મુજ મીછા દુકંડ એ. ૧૪ કરમ શરમીયા કીડા, ગાડર ગંડોલા ઇઅલા પુરાંને અલશીયાં એ. ૧૫ વાળા જળો ચુડેલ, ચિચલ તરસ તણા, વળી અથાણાં પ્રમુખનાં એ. ૧૬ એમ બેરંદ્ર જીવ, જે મેં દુહવ્યા, તે મુજ મીછા દુકડ એ. ૧૭ ઉપેહી જુ લીખ માંકણ મંકોડા ચા કોડા કંથુઆ એ. ૧૮ ધંધીઆં ધીમેલ, કાનખજુરીયા, ગંગોડા ધનેરીયા એ. ૧૯ એમ તેરદ્રી જીવ, જેહ મેં દુહવ્યા, તે મુજ મીછા દુકડં એ. ૨૦ મંખી મછર ડંસ, મસાં પતંગીયાં, કંસારી કાલીયા વડા એ. ૨૧ ઢિકણ વીછું તીડ ભમરા ભમરીયો, કોતા બગ ખડ માંકડી એ. ૨૨ એમ ચૌરંદ્રી જીવ જેહ

મેં હણ્યા, તે મુજ મીછામી દુકડં એ. ૨૩ જળમાં નાંખી જાળ, જળચરે દુહાવ્યા વનમાં મૃગ સતાપીયા એ. ૨૪ પીડયાં પંખી જીવ, પાડી પાસમાં, પોપટ ઘાલ્યા પાંજરે એ. ૨૫ એમ પંચેદ્રી જીવ, જેજ મેં દુહવ્યા, તે મુજ મીછા દુકડં એ. ૨૬ ઢાળ. ૩ વાણી પ્રાણી હીતકારીજી. એ દેશી. ક્રોધલો ભભયહાંસથીજી બોલ્યા વચન અસત્ય, કુંડ કરી ધન પારકાંજી લીધાં જેજ અદતરે, જીનજી મીછા દુકડં આજ. તુમ સાખે મહારાજરે, જીનાજીઃ દેઈ સારૂ કાજરે, જીનજી મિછા દુકડં આજ. એ આંકણી. દેવ મનુષ્ય તિર્જંચના જી મૈથુન સેવ્યાં જેહ; વિષયા રસ લંપટ પણેજી, ઘણું વિટમ્બ્યો દેહરેજીનજી. ૨ પરિગ્રહની મમતા કરીજી, ભવે ભવે મેલી હાથ જેજ જીહાંની તે તીહાં રહી જે કોઈ ન આવી સાથેરે. જીનજી૦ ૪ રયણી ભોજન જે કર્યાંજી, કીધાં ભક્ષ અભક્ષ રસના રસવાં લાલચેંજ, પાપ કર્યાં પ્રત્યક્ષરે. ૪ વ્રત જીનજી૦ લેઈ વિસારીયાજી, વળી ભાગ્યાં પચખાંણ, કપટ હેત કારીયા કરીજી કીધાં આપ વખાણરે, જીનજી૦ ૫ ત્રણે ઢાળે આઠ દુહેજિ. આ લાગા અતિચાર શિવ ગતી આરાધન તણાજી, એ પહેલા અધિકારરે. જીનજી૦ ૬, ઢાળ ૪. સાહેલડીજિ. એ દેશી. પચ મહાવ્રત આદરો સાહેલડીરે અથવા લ્યો વ્રત બાર તો, યથાશકિત વ્રત આદરો સાહેલડી, પાળો નિરતી ચારતો. ૧ વ્રત લીધાં સંભારીએ સા. હૈડે ધરીએ વિચાર તો, શિવ ગતી આરાધન તણો સા૦ યે બીજો અધિકાર તો. ૨ જીવ સર્વે ખમાવીએ, સા૦ યોની ચોરાશી લાખ તો, મન શુધે કરી ખામણા—સા૦ કોઈશું રોશ ન રાખતો. ૩ સર્વ મિત્ર કરી ચિંતવો–સા૦ કોઈ ન જાણો શત્રુતો રાગ દ્વેષ એમ પરહરી–સા૦ કીજે જન્મ પવિત્ર તો. ૪ સામી સંગ ખમાવિએ–સા૦ જે ઉપની અપ્રીત તો સજ્જન કુટુંબ કરી ખામણાં. સા. એજિન શાસન રીતી તો. ૫ ખમીએ ને ખમાવીએ–સા૦ એહજ ધર્મનું સારતો, શિવગતી આરાધન તણો–સા૦ એ ત્રીજો અધીકારતો. મુંરખા વાદ હિંસા ચોરી સા૦ ૬ ધન મૂરછા મૈથુનતો ક્રોધ માન માયા તૃષ્ણા–સા૦ પ્રેમ દ્વેશ પૈશુન્ય તો. ૭ નિંદા કલહ ન કીજીએ–સા૦ કુડા ન દીજે આળ તો રતિ અરતિ મિથ્યા તજો–સા૦ માયા

મોહ જંજાળતો. ૮ ત્રિવિધ ત્રિવિધ વોસરાવિએ–સા૦ પાપસ્થાન અઢાર તો, સિવગતિ આરાધન તણો સા૦ એ ચોથો અધિકાર તો. ૯ ઢાળ. ૫ હવે નિસુણો ઇહાં આવીયાએ. એ દેશી૦ જનમ જરા મરણે કરીએ એ સંસાર અસારતો. કરયાં કર્મ સહુ અનુભવે એ, કોઈ ન રાખણ હારતો. ૧ શરણ એક અરહિંતનું, એ શરણ સિદ્ધિ ભગવંત તો શરણ ધર્મ શ્રી જૈનનો એ, સાધુ સરણ ગુણવંત તો. ૨ અવર મોહ સવિ પરી-હરીએ, ચાર શરણ ચિત્ત ધારતો, શિવ ગતિ આરાધન તણો એ, એ પંચમો અધિકાર તો. ૨ આ ભવ પર ભવ જે કરયાં એ, પાપ ક-ર્મ કેલાખ તો. આત્મ સાખે તે નિંદિએ એ, પડિક્રમીએ ગુરૂ શાખ તો. ૪ મિથ્યા મત વર્તાવિઓ એ, જે ભાખ્યાં ઉસુત્ર તો કુમત કદાગ્રહને વશે એ, જે ઉથાપ્યાં શુત્રતો ૫ ઘડાવ્યા જે ઘણાંએ, ઘરટી હુલ હથિયાર તો. ભવ ભવ મેલી મુકીયાંએ, કરતા જીવ સંહાર તો. ૬ પાપ કરીને પોશીયાં એ, જનમ જનમ પરિવાર તો, જનમાંતર પોહોત્યા પછી એ કોણે ન કીધી સારતો. ૭ આ ભવ પરભવ જે કરયાં એ, એમ અધીકરણ અનેક તો તે ત્રિવિધે વોસરાવીએ, આણી હૃદય વિવેક તો. ૮ દુઃકૃત નિંદા એમ કરીએ, પાપ કરો પરીહાર તો, સિવગતી આરાધ ન તણો એ, એ છઠો અધીકાર તો. ૯ ઢાળ, ૬ આદે તું જોયને જીવડા, એ દેશી. ધન ધન તે દિન માહારો, જીહાં કીધો ધર્મ, દાન શીયળ તપ ભાવના. ટાળ્યાં દુકૃત કર્મ ધ-ન૦ ૧ સેત્રુંજાદિક તિર્થની, જે કીધી જાત્રા જુગતે, જીનવર પુજ્યા, વળી પોખ્યા પાત્ર. ધન૦ ૨ પુસ્તક જ્ઞાન લખાવીયાં, જીણવર જીન ચૈત્ય સંઘ ચતુર્થવીધ સાચવ્યા, એ સાતે ખેત્ર. ધન૦ ૩ પડિક્રમણા શુપરે કરયાં અનુકંપા દાન, સાધુ સુરી ઉવઝાયને દીધાં બહુ માન. ધન૦ ૪ ધર્મ કાજ અનુમોદિએ: એમ વારોવાર, શીવગતી આરાધન તણો, સાતમો એ અધીકાર. ધન૦ ૫ ભાવ ભલે મન આણીએ, ચીત આણી ઠામ. સમતા ભાવે ભા-વીએ; એ આતમારામ. ધન૦ ૬ સુખ દુઃખ કારણ જીવને, કોઈ અવર ન હોય, કર્મ આપજે આચરયાં, ભોગવીએ સોય. ધન૦ ૭ સમતાવિજ જે અનુસરે, પ્રાણી પુન્ય કામ, છાર ઉપર તે લીપણું, ઝાંખર ચિત્રામ. ધન૦

૮ ભાવ ભલિપરે ભાવીએ, મે ધર્મનું સાર, શીવગતી આરાધન તણો આ-ઠમો એ અધિકાર. ધન૦ ૯ ૧૮ ઢાળ ૭ રેવત ગીરી હુઆં, પ્રભૂનાં ત્રીણ કલ્યાણ એ દેશી પંચખી હવે અવસર જાણી કરી સલેખણ સાર, અણ-સણ આદરીએ, ચ્યારે અહાર, લલુતા સવિ મુકી, છાંડી મમતા અંગ, એ આતમ ખેલે સમતા ગ્નાન તરંગ. ૧ ગતિ ચ્યારે કીધા, આસા અનંત નિ-શંક, પણ તૃપ્ત ના પામ્યો જીવ લલચાયો રંક; દુલ લો એ વળી વળી અણસણનો પરિણામ, એહની પામી જે, શિવપદ સુરપદ ઠામ. ૨ ધન ધા ન શાળીભદ્ર, ખેંધો મેઘ કુમાર, અણસણનો આરાધન કેરો એ નવમો અ-ધીકાર. ૩ દશમે અધીકારે, મહા મંત્ર નવકાર. મનથી નવીમુકો, શિવ સુખ ફળ સહ કાર; એહ જપતાં જાયે દુર્ગતિ દોષ વિકાર, શુ પરે એ સમરો, ચૌદ પુરવનું સાર. ૪ જનમાંતર જોતાં, જો પામે નવકાર, તો પાતીક ગા લી. પામે સુર અવતાર, એ નવ પદ શરીખો, મંત્ર નથી સંસાર, એહ ભવ પરભવનો સુખ સંપતિ દાતાર. ૫ જ્યુ ભીલ ભીલડી, રાજા રાણી થાય નવ પદ મહિમાથી રાજ સિંહ મહારાય, રાણી રતનવતી બેહુ, પામ્યાં છે સુરભોગ. એક ભવ પછી લેશે, શીવ વધુ સંજોગ, ૬ શ્રી મતીને એ વળી મત્ર ફળ્યો તતકાળ, ફણીધર ફીટીને પ્રગટ થઈ ફુલમાળ સિવ કુમળી જોગી, સોવન પરીશો કીધ, એમ એણે મંત્ર, કાજ ઘણાના સિદ્ધ. ૭ એ દશ અ-ધિકારે, વીર જીણેસર ભાખ્યો, આરાધન કેરો વિધી, ચિત્ત માંહી રાખ્યો. જીન વિનય કરતા, સુમતી અમૃતરસ ચાખ્યો. ૭ ઢાળ ૮ નમો ભાવ ભાવશું. એદેશી શીદ્ધારથ રાજા કુલ તિલોએ, ત્રિસલા માત મલ્હારતો અવ-ની તલ તમે અવતરયાએ, કરવા અમ ઉપકારતો, જયો જીન વીરજીએ. ૧ મે અપરાધ કરયા ઘણાએ, કેહેતાં ન લહું પારતો તુમ ચરણે આવ્યા જાણી એ, જો તારે તો તારતો, જયો૦ ૨ આસ કરીને આવીયો એ, તુમ ચરણે મહારાજ તો, આવ્યાને ઉવેખશો એ, તો કેમ રેહેસે લાજ તો જયો૦ ૩ કરમ અલુજણ આકરીએ, જન્મ મરણ જંજાળતો, હું છું એહથી ઉભકો એ. છોડવ દેવ દયાળ તો. જયો૦ ૪ આજ મનોરથ મુજ ફળ્યા એ. ના ઠાં દુઃખ દંદોલ તો, તુઠો જીન ચોવીસમો એ, પ્રગટયા પુન્ય કલોલ તો. જયો૦ ૫ ભવે ભવે વીનય તુમારડો એ, એ ભાવ ભક્તિ તુમ પાયતો, દેવ

દયા કરી દીજીએ એ, બોધ બીજ શું પસાયતો જયો૦ ૬ **કલશ.** એહ તરણ તારણ સુગતી કારણ. દુઃખ નીવારણ જગ જ્યો, શ્રી વીર જીનવર ચરણ થુણતાં, અધીક મન ઉલટ ભયો. શ્રી વિજયદેવ સુરીંદ પટધર, તીરથ જંગમ એણી જગે, તપગછ પતી શ્રી વીજય પ્રભુ સુરી, સુરી તેજે ઝગમગે ૨ શ્રીહી ૨ વીજયસુરી શીશ વાચક, શ્રી કીર્તીવીજય સુર ગુરુ સમો, તસ શીશ વાચક વીનયવીજયે, સ્તુયો જીન ચોવીસમો, ૩ સે સત્તર સંવત ઓગણ ત્રીશે. રહી રાને ચોમાશુએ, વીજય દશમી વીજય કારણ, કીયો ગુણ અભ્યાસ એ. ૪ નરભવ આરાધન શીવ સાધન, સુકૃત લીલ વીલાસ એ. નીર્જરા હેત સ્તવન રચીઓ, નામે પુન્ય પ્રકાશ. એ. ૫ છ.

## લાવણીઓ.

### જીનદાસ કૃત ધન્ય.

તુમ જપો મંત્ર નવકાર, ઉનસે ઉતરોગે ભવપાર;
હોયે તેરી કાયાકો આધાર, સફળ કર લે અપનો અવતાર.
ધ્યાન તુમ મનમાં ધરો નરનાર, ખાણ દુખકી એહ સંસાર;
કરો પ્રભુ ન્યાલ જીનદાસે, રખો તેરે ચરણો કે પાસે. ૧
સરક જા કુમતી નાર કાલી, તેરી સોબતે ગઈ લાલી;
સોબત સુમતીકી મેં ટાળી, આતમા તપમેં નહી ઘાલી.
અનંત ભવ વીત ગયા ખાલી, વેદના નીગોદકી ઝાલી;
અમરપદ જીનદાસે માગે, સદાએ પ્રભુજીકું પાયે લાગે. ૨
શીશ નીત નમું નાભી નંદન. ચરણપદ ચડે કેસર ચંદન;
કરત સબ ઈંદ્રાદીક બંદન, કટક હે કર્મોકા ફંદન.
સાધ્યો તેં શીવ પુરકો સાધન, સર્વે જીવનકુ સુખ કંદન,
જણુંદ ગુણ જીનદાસ ગાવે, શીશ ચરણોસેં નમાવે, ૩
ઓલત હૈયા મેરા હસકર, ચડાવું ચંદન સુવા ઘસકર;
બેઠા મેં ઘર મેંમે ધસકર પાપ દલ દુર ગયા ખસકર.
ચેતન અબ ખડા કમર કસકર, હટાવો કર્મોકા લશ્કર;
શ્રી જીનરાજ ઓઝ ખાસા. સરણે જીનદાસ લીયા ખાસા. ૪

## આદીનાથની લાવણી.

શ્રી આદીનાથ નીરવાણી નમું એસે ધ્યાની, ભવ જીવ ત્રણકે વાજ આગુહ વાણી આંકણી. તુમ નાભીરાજ કુલધારી બડે અવતારી, ખુસ રહી પલક મેં, મુખકેસરનીયારીતુમમમતાભનકી મારીઆલમાતારી, તજહદીપત-વીખયનકી બાનરરં પ્યારી, તુમ કરીમુગતપટરાણી જગતમેં જાણી. ભ૦ ૧ તપ્યા સુરનર સુખરાસી હુવા હે ઉદાસી, જલ ગઇ જગલ જંજાળ જગત-કી ફાંસી; તુમ જગપતી અવીનાશી મુક્તિકે વાસી, તેરે દરશનસેં સબ દુ-ખ દુર ગયો નાશી; પ્રભુ કરી સફળ જદગાની મેરે મનમાની. ભ૦ ૨ બડે જોતવત જીનરાજ જગતમેં બાજે, તેરો દરશન હે સુખદાય સુધારે કાજ; તેરી ધુન ગગનમેં ગાજે સુરપત લાજે, ચલ ગયા ગરવ પીખંડ કામના બાજે, નાટક નાચે ઇંદ્રાણી અધીક ધુન આણી. ભ૦ ૩ તેગ મહાત્મા કહીન જાંદ પાર નહી પાવે, ગાંધર્વ સુરપત સબ તેરે ગુણ ગાવે; તેરે ચરણોમેં નમ-ટાવે શરમ લવલાવે, નર નાર હીયા કે માહે ભગતી તેરી ચ્છાવે; તેરે ત્રગુ સબ નીરવાણી મુગતી કુઠાણી ભ૦ ૪ મરૂદેવા કુખકા જાયા આનંદ પદ પાયા, છપન કુમરી નારી મીલી જસ ગાયા દુર ગતકો દુખ વીરલાયા સફળ કરી કાયા, જીનદાસ નિરંજન દેખ સરણ તેરે આયા; સમકીતકી ન-જ પીછાણી મીલી મોહે ટાંગી ભ૦ ૫

## કેસરીઆની લાવણી.

સુનીયોરે બાતાં સદાસીવજી, મત ચઢ જાના ધુલદેવા,
ગદગતી ઉનકા બડા એ ડંકા, મત છેડા તમે ઉન દેવા;
મગતા રે પત શુડા બોલે, અમહી નોકર ધનાહુકા;
હીંદુ પતસે હાથ જોડકરા તીન ભવનમે હે ટીકા. સુનીયો૦ ૧
સરગ મરત પાતાળ સુનીરે, સુરીનર મુનીજન ધાવત હે;
ઇંદ્ર ચંદ્ર મુની દરશન આવે, મનકી મોજા પાવતહે. સુની૦ ૨
ગયા રાજ દીન કેસે આવે, નીરધનીયાકુ ધન દેવે;
બીજ ખીલાવે સુંદર લડકા, સદા સુખી રહે તુમ સેવે. સુની૦ ૩

તારે ઝાઝ સમુદ્દરે માંહિ, રોગ નીવારે ભવ ભવકા;
ભૂપકો રંગ રંગ દીયો હિ, ચોરન બંધન હરી દેવા. સુની૦ ૪
ધું ધું ધું ધું ધુસા બાજે, દેશો દેશપર હે ડંકા;
બાજે તાતરીયા ચુંકર બોલે, મત બતલાવો બડ બંકા. સુની૦ ૫
રાણાજી કહે ઉમરાવ નજરને, માનતા નહી અબ એ બાતાં;
તારી કરણ તું પાવેગા, મેં નહીં આવું તુમ સાથા. સુની૦ ૬
મુછ મરોડી ચંદ અભીમાને, ઝેર ભયા હે નજરોમે;
રીખભદાસ કહે સાહેબ સચ્ચા, દેખ તમાસા કજરોમેં. સુની૦ ૭

---

## ગુહલીઆ.

### ગોરબાની દેશી.

એહેની ચંપાનયરી ઉદ્યાન કે જીનવર આવીયારે લોલ,
એહેની સુરનર નારે સેવ બાળીક મન ભાવીયારે લોલ:
એહેની ચઉદ સહસ અણગાર કે સાથે ગણધરૂરે લોલ.
એહેની અગ્નતર સુરથી અનંતો રૂપ મનોહરૂરે. લોલ. ૧
એહેની શ્રેણીકરાય સુજાણ કે દીયે વધામણીરે લોલ,
એહેની આવે વંદન કાજ કે સાથે રીદ્ધ ઘણીરે. લોલ;
એહેની દેઈ પ્રદક્ષણા ત્રણ કે વંદે જગ ધણીરે લોલ,
એહેની જીનવાણી સુણવાને ઉલટ ઘણીરે લોલ. ૨
એહેની દીએ દેશના મનોહર કે ભવીક જન તારવારે લોલ,
એહેની જનમ મરણ જંજાળ ભવ દુઃખ વીરમવારે લોલ;
એહેની વાણી ગુણ પાંત્રીસ તે વરસે જગ ધણીરે લોલ.
એહેની ભાવ દયા ભંડાર કે, ભણીયું જીનવરૂરે લોલ. ૩
એહેની શ્રેણીક ભુપતિ નારી કે જીન આગળ રહીરે લોલ,
એહેની ગહુલી કરે મનોહર કે મન હરખીત થઈરે લોલ;
એહેની લુંછણા કરે મન રંગ કે લેઈ ઘણી ભામણારે લોલ,

એહની લળી લળી નમે પાય કે કરે વળી ખામણારે લોલ. ૪
એહની ચઉ ગતિ ચુરણ સાથીઓ એમ ભાવે કહોરે લોલ,
એહની શ્રીફળ કાજ કે વળી ઉપર ધરેરે લોલ:
એહની મણીઉદ્યોત ગુરૂ રાજની સેવા સારીએરે લોલ,
એહની પાપી મનુષ્ય અવતાર કે શંકા વારીએરે લોલ. ૫

## શ્રી નેમનાથજીનું સ્તવન.

( કોકણ દેશની ઘોડીરે. એ દેશી. )

પ્રભુ મારો ભોગ કરમ જાણીરે, પ્રભુ મારો પરણ્યો સંજમ રાણીરે; પ્રભુ મારો ત્રીસ વરસ ઘર વાસરે, પ્રભુ મારો સંજમ લેવા ઉલ્લસરે; પ્રભુ તમે વિહાર હૈયામાં ધાર્યો રે, અમને ગમસે નહી નિરધારરે. ૧ પ્રભુ તુંતો જ્ઞાનાદિક ગુણ દરીયોરે, પ્રભુ હું તો નિરાશ્રય રહ્યો પડીયોરે; પ્રભુ મારા માતા પીતાનો નહી જોગરે, પ્રભુ મારા બંધવનો ન કરો વિજોગરે. ૨ પ્રભુ મારા તુમ વિના ઘર સુની વેડીરે, પ્રભુ મહારા ન ગમે મોહોલે ને મેડીરે. પ્રભુ મહારા તુમ આણા વહેતો ઉલ્લાસરે, પ્રભુ મહારા બંધવ વિના થયો જમ દાસરે. ૩ પ્રભુ મહારા ચોસઠ ઇંદ્ર પરવરીયોરે, પ્રભુ મહારા સિધારથ વન સંચરીયોરે; પ્રભુ મહારા મુખ ઉચરી એમ ભાખેરે, બંધવ મહારા કરશું વિહાર ઉલાસરે. ૪ પ્રભુ મહારો એમ કહી ચાલ્યો તેણી વારરે, પ્રભુ મહારા નયણે આંસુની ધારરે. પ્રભુ મહારો નીજ નયરી કીમ જાસ્યુંરે; પ્રભુ મહારા મુંજ મન થયો ઉદાસરે. ૫ પ્રભુ તુંતો નીરાગી નીચિંતરે, પ્રભુ મહારા દરશનથી કરજો પવીત્રરે; પ્રભુ તુંતો કરૂણારસનો કુંપોરે, પ્રભુ મુંને એકલડો કીમ મુકોરે. ૬ પ્રભુ માહારો મણીઉદ્યોત પર દીપોરે, પ્રભુ મહારો અસંખ્ય તેજ ઝીપોરે; પ્રભુ મહારા વરસીદાને જસ લીધોરે, પ્રભુ મહારા દયા પાળી કારજ સીધોરે. ૭

# સમાપ્ત.